અધ્યસ્ત હોવાથી જ ઈન્દ્રિયોને પ્રીતિ આપે છે અને જેમ જીભથી મધુર આદિ છ રસો પ્રકટ થાય છે, તેમ આનંદના સમુદ્રરૂપ એ પદથી જ પ્રકટ થાય છે. વિષયો પોતાથી સ્વાદ વિનાના હોવા છતાં પણ એ પદના યોગથી જ સ્વાદ-વાળા લાગે છે; એટલા માટે એ અત્યંત સ્વચ્છ બ્રહ્મસ્વરૂપ, સઘળા આનંદોમાં અત્યંત આનંદરૂપ છે અને સઘળાં પ્રિયોમાં અત્યંત પ્રિયરૂપ છે. હે રામ! આ બ્રહ્માંડોના સમૂહો એ પદમાં જ ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયા પછી એમાં જ રહે છે, એમાં જ વધે છે, એમાં જ ફેરફાર પામે છે, એમાં જ ક્ષીણ થવા લાગે છે અને એમાં જ ગળી જાય છે. એ પદ ભારેમાં ભારે છે, હલકામાં હલકું છે, સ્થૂળમાં સ્થૂળ છે અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે. એ પદ દૂરમાં દૂર છે, સમીપમાં સમીપ છે, નાનામાં નાનું છે અને વૃદ્ધમાં વૃદ્ધ છે. એ પદ તેજના તેજરૂપ છે, અંધારાના પણ તત્ત્વરૂપ છે, સઘળી વસ્તુઓના અધિષ્ઠાનરૂપ છે અને દિશાઓના પણ અવકાશરૂપ છે. એ પદ જગતમાં પ્રસિદ્ધ નથી. જગતમાં જે કાંઈ પ્રસિદ્ધ છે તે પણ એ જ છે. જગતના અભાવ-રૂપ પણ એ જ છે. દૃશ્ય પણ એ જ છે. જે કાંઈ અદૃશ્ય છે તે પણ એ જ છે. સ્વરૂપથી એ હું છું અને અહંકારરૂપી એ હું નથી. હે નિર્દોષ રામ સર્વ પ્રકારના પ્રયત્નો કરીને પણ જે રીતે એ પરમ પવિત્ર પદમાં તમને સ્થિતિ મળે તેમ કરો. એ પદ નિર્મળ છે, અવિનાશી છે અને એ જ આત્માનું વાસ્તવિક સ્વરૂપ છે. જો એનો સાક્ષાત અનુભવ થાય તો ચિત્ત બાધિત થઈ જાય છે. હે રામ! જો તમે એ વ્યાપક મુખ્ય સ્વરૂપને જાણી ચૂકયા હશો, તો સંસારના ભયથી મુકત જ છો. તમને કદી પણ ફરી વાર આવર્તન થવાનું નથી. ૧—૧૨૨

**तदमलमजरं तदात्मतत्त्वं तदवगताबुपशांतिमेति चेतः। अवगतविततैकतत्त्वरूपो भवभयमुक्तपदोसि तच्चिराय ॥ १२२ ॥**

સર્ગ ૯૧ મો સમાપ્ત

# સર્ગ ૯૨ મો*

## તત્ત્વજ્ઞાન, ચિત્તનાશ અને વાસનાક્ષયનો સાથે જ અભ્યાસ

राम उवाच

**एतानि तानि प्रोक्तानि त्वया बीजानि मानद।**
**कतमस्य प्रयोगेण शीघ्रं तत्प्राप्यते पदम् ॥१॥**

રામ બોલ્યા: હે માન આપનારા ગુરુ મહારાજ! આપે શરીરથી માંડીને શબ્દાદિ વિષયો સુધી જે બીજો કહ્યાં અને જીવાત્માથી માંડીને બ્રહ્મ સુધી જે બીજો કહ્યાં, તેઓમાં કયા બીજનો આશ્રય કરવાથી બ્રહ્મરૂપ પરમ પદની તુરત પ્રાપ્તિ થાય તે કહો.

વસિષ્ઠ બોલ્યા: હે રામ! મેં શરીરથી માંડીને શબ્દાદિ વિષયો સુધી જે દુઃખરૂપ બીજો કહ્યાં, તે સઘળાંમાં એક પછી એકને દૂર કરવાથી પરબ્રહ્મરૂપ પદની તુરત પ્રાપ્તિ થાય છે. બળાત્કારે પુરુષપ્રયત્નથી તુરત જ વાસનાનો ત્યાગ કરીને પરબ્રહ્મરૂપ પદ કે જે સમષ્ટિ સત્તાથી એટલે ઈશ્વરથી પણ ઉપર છે, તેનો સાક્ષાત્કાર કરીને તેમાં ક્ષણમાત્ર જો ચિત્તની નિશ્ચલ સ્થિતિ કરો, તો આ ક્ષણમાં જ એ સર્વોત્તમ પરબ્રહ્મરૂપ પદને સારી પેઠે પ્રાપ્ત થાઓ. હે રામ જો ઈશ્વરના સ્વરૂપને શુદ્ધ કરીને તેમાં ચિત્તની સ્થિતિ બાંધશો, તો કાંઈક વધારે યત્નથી પરબ્રહ્મરૂપ પદને પ્રાપ્ત થઈ શકશો. જો જીવાત્માના સ્વરૂપને શુદ્ધ કરીને તેમાં ચિત્તની સ્થિતિ બાંધશો, તો ઉપરના યત્ન કરતાં પણ કાંઈક વધારે યત્નથી પરમ બ્રહ્મરૂપ પદને પામી શકશો. હે રામ 'જેમ ઈશ્વરના તથા જીવાત્માના સ્વરૂપને જડ ભાગથી રહિત કરવારૂપી શુદ્ધિ આપીને તેઓનું ધ્યાન કરવું એ પણ બ્રહ્મની પ્રાપ્તિનો ઉપાય છે, તેમ જડને ચૈતન્યમાંથી રહિત કરવારૂપી શુદ્ધિ

* આ બાણુમા સર્ગમાં બ્રહ્મના ધ્યાનમાં, ઈશ્વરના ધ્યાનમાં તથા જીવાત્માના ધ્યાનમાં યત્નનું વત્તાઓછા-પણું કહેવામાં આવશે. અને તત્ત્વજ્ઞાનનો, ચિત્તના નાશનો તથા વાસનાના ક્ષયનો સાથે જ અભ્યાસ કરવાનું કહેવામાં આવશે.

આપીને જડનું ધ્યાન કરવું, એ પણ બ્રહ્મની પ્રાપ્તિનો ઉપાય શા માટે ન હોય!' એવી શંકા રાખવી નહિ; કેમ કે ચૈતન્ય વિના એકલા જડ પદાર્થનું સ્ફુરણ થવું જ સંભવતું નથી. ચૈતન્ય સર્વદા સર્વમાં વ્યાપક છે, માટે ચૈતન્ય વિના એકલા જડનું ગ્રહણ થઈ શકે એમ જ નથી. તમે જે કાંઈ ચિંતવો છે, જ્યાં જાઓ છો જ્યાં ઊભા રહો છો અને જે કરો છો. ત્યાં ચૈતન્ય રહેલું જ છે. જેમ રજ્જુ—સર્પના ભ્રમમાં રજ્જુ વિના એકલો સર્પ હોતો જ નથી તેમ ચૈતન્ય વિના એકલું જડ હોતું જ નથી. સઘળું જડ ચૈતન્યમાં અધ્યસ્ત છે; માટે જેમ ચૈતન્ય જડથી જુદું પડી શકે છે, તેમ જડ ચૈતન્યથી જુદું પડી શકે એમ નથી. હે રામ! વાસનાનો ત્યાગ કરવામાં અને મનનો નાશ કરવામાં યત્ન કરો, તો તમારા સઘળા આધિઓ તથા વ્યાધિઓ ક્ષણમાત્રમાં શિથિલ થઈ જાય; પણ ઉપર કહેલા પ્રયત્નો કરતાં આ પ્રયત્ન અઘરો છે; કેમ કે મેરુપર્વતને ઉખેડવા કરતાં પણ વાસનાનો ત્યાગ કરવો વધારે દુઃસાધ્ય છે. જ્યાં સુધી મનનો લય થાય નહિ ત્યાં સુધી વાસનાનો ક્ષય થતો નથી અને જ્યાં સુધી વાસનાનો ક્ષય થતો નથી ત્યાં સુધી ચિત્ત શાંત થતું નથી. જ્યાં સુધી આ તત્ત્વજ્ઞાન ન થયું હોય ત્યાં સુધી ચિત્તનો નાશ થતો નથી; અને ચિત્તનો નાશ ન થયો હોય ત્યાં સુધી તત્ત્વજ્ઞાન થતું નથી. તેમ જ જ્યાં સુધી વાસનાનો નાશ ન થયો હોય ત્યાં સુધી તત્ત્વજ્ઞાન થતું નથી અને જ્યાં સુધી તત્ત્વજ્ઞાન ન થયું હોય ત્યાં સુધી વાસનાનો નાશ થતો નથી. તત્ત્વનું જ્ઞાન, ચિત્તનો નાશ અને વાસનાનો ક્ષય, એ પરસ્પરનાં કારણો થઈને રહ્યાં છે. માટે દુઃસાધ્ય છે. હે રામ! માટે વિવેકી પુરુષે પુરુષયત્ન કરી ભોગોની ઈચ્છાને દૂર તજી દઈને તત્ત્વજ્ઞાન, મનનો નાશ અને વાસનાનો ક્ષય એ ત્રણેનાં સંપાદનનો સામટો જ અભ્યાસ કરવો જોઈએ. જ્યાં સુધી એ ત્રણેના સંપાદનનો સામટી રીતે વારંવાર સારી પેઠે અભ્યાસ ન થયો હોય, ત્યાં સુધી સેંકડો વર્ષ વીતી જતાં પણ બ્રહ્મપદની પ્રાપ્તિ થતી નથી. જો લાંબા કાળ સુધી પણ એમાંના એકએકનું સેવન કરવામાં આવે, તો તેઓ મૂર્ચ્છા આદિ દોષોવાળા મંત્રોની જેમ સિદ્ધિ આપી શકતાં નથી. જેમ યોદ્ધાઓમાંના એકએકને સારી પેઠે ઘણા કાળ સુધી રાજી કરીને પણ શત્રુની સામે મોકલીએ તોપણ તેઓ શત્રુને તોડી શકતા નથી, તેમ તત્ત્વબોધ, ચિત્તનો નાશ અને વાસનાનો ક્ષય, એમાંના એકએકને સારી યુક્તિથી ઘણા કાળ સુધી સેવીને સંસારરૂપી શત્રુની સામે મોકલીએ તોપણ તેઓ એ સંસારરૂપી શત્રુને તોડી શકતા નથી. જો બુદ્ધિમાન પુરુષ સારી પેઠે ત્રણેનું સાથે સેવન કરીને ત્રણેને સાથે તૈયાર કરે તો જેમ જળનો પૂરો પર્વતના મોટા પથરાને તોડી નાખે છે, તેમ તેઓ સંસારરૂપી શત્રુને તોડી નાખે છે. હે રામ! તમે તત્ત્વબોધ, ચિત્તનો નાશ અને વાસનાનો ક્ષય એનું લાંબા કાળ સુધી પ્રયત્નપૂર્વક સાથે જ સેવન કરશો, તો તમને સંસારનો લેપ થશે જ નહિ. જેમ કમળનું નાળ છેદી નાખવાથી કમળના તંતુઓ સંપૂર્ણ રીતે તૂટી જાય છે, તેમ તત્ત્વબોધ, ચિત્તનો નાશ તથા વાસનાનો ક્ષય, એનો લાંબા કાળ સુધી સાથે અભ્યાસ કરવાથી હૃદયની અહંતા—મમતારૂપી દૃઢ ગાંઠો સંપૂર્ણ રીતે તૂટી જાય છે. હે રામ! સેંકડો જન્મોથી જેનો અભ્યાસ થતો આવ્યો છે, એવી આ સંસારની સ્થિતિ તત્ત્વબોધ આદિનો લાંબા કાળ સુધી સાથે જ અભ્યાસ કર્યા વિના કદી પણ ક્ષીણ થતી નથી. હે રામ! તમે ચાલતાં, સાંભળતાં, સ્પર્શ કરતાં, સૂંઘતાં, ઊભા રહેતાં, જાગતાં અને સૂતાં પણ પરમ કલ્યાણને અર્થે તત્ત્વબોધ, ચિત્તનો નાશ અને વાસનાનો ક્ષય, એ ત્રણેનો અભ્યાસ કર્યા કરો. જેવો વાસનાનો ક્ષય ફળદાયી છે, તેવો જ પ્રાણાયામ પણ ફળદાયી છે એમ તત્ત્વવેત્તાઓ કહે છે; માટે પ્રાણાયામનો પણ એવી જ રીતે અભ્યાસ રાખવો. વાસનાનો ત્યાગ કરવાથી પણ ચિત્ત નષ્ટપણાને પામે છે અને

પ્રાણની ગતિ રોકવાથી પણ ચિત્ત નાશ પામે છે; માટે ચિત્તનો નાશ કરવાને માટે એ બે પક્ષમાંથી તમને જે ગમે તે પક્ષ લો. લાંબા કાળ સુધી પ્રાણાયામના અભ્યાસથી, યોગાભ્યાસમાં નિપુણતાવાળા ગુરુએ બતાવેલી યુક્તિથી, આસનના જયથી, ભોજનના નિયમોથી અને યોગને લગતા એવા જ બીજા પ્રકારોથી પ્રાણની ગતિ રોકાય છે. આત્મતત્ત્વને, તે જેવું છે તેવું બરોબર વસ્તુઓના આદિમાં, મધ્યમાં તથા અંતમાં જે તત્ત્વ નિર્વિકાર તથા અવિનાશી રહે છે, તે જ આત્મતત્ત્વ છે. એ તત્ત્વને જાણવાથી વાસના ક્ષીણ થાય છે. આસક્તિ રાખ્યા વિનાનો વ્યવહાર કરવાથી, સંસાર સંબંધી મનોરથોનો ત્યાગ કરવાથી અને શરીર 'વિનાશી' છે એમ જોયા કરવાથી વાસના ક્ષીણ થાય છે. જેમ પવનની ગતિ શાંત થતાં ધૂળ ઊડતી નથી, તેમ વાસનાનો વૈભવ નષ્ટ થતાં ચિત્તની પ્રવૃત્તિ બંધ પડી જાય છે; તેમ જ જે પ્રાણની ગતિ છે, તે જ ચિત્તની ગતિ છે; કેમ કે જેમ ઉકરડામાંથી ધૂળ થાય છે, તેમ પ્રાણની ગતિમાંથી ચિત્તની ગતિ થાય છે. વારંવાર એકાગ્ર ચિત્તથી બેસીને બુદ્ધિમાન પુરુષે પ્રાણની ગતિને જીતી લેવામાં સારી પેઠે યત્ન કરવો જોઈએ. પ્રાણની ગતિને રોકવાનો જે ક્રમ કહ્યો તે ક્રમ નહિ કરતાં જો તમે બીજા ઉપાયોથી જ ચિત્તને દબાવવા ધારતા હશો, તો ઘણે કાળે ચિત્તને દબાવી શકશો. જેમ અંકુશ વિના મદોન્મત્ત હાથીને વશ કરી શકાતો નથી. તેમ યોગ્ય યુક્તિઓ વિના મનને જીતી શકાતું નથી. ચિત્તને જીતી લેવાને માટે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ, મહાત્માઓનો સમાગમ, વાસનાનો ત્યાગ અને પ્રાણની ગતિનું રોકાણ, એ ઉત્તમ યુક્તિઓ છે. જેમ વરસાદની ધારાઓથી ધૂળ જિતાઈ જાય છે, તેમ એ યુક્તિઓથી ચિત્ત તુરત જિતાઈ જાય છે. ચિત્તને જીતી લેવાની આ યુક્તિઓ હોવા છતાં તેઓને છોડી દઈને જે પુરુષો ઉપવાસ, મંત્રયંત્રોનાં સાધન તથા સ્મશાનસાધન આદિ હઠરૂપ ઉપાયોથી ચિત્તને જીતી લેવા ધારે છે, તેઓ દીવારૂપ સાધનને છોડી દઈને કાજળના સમૂહોથી અંધારાને જીતી લેવા ધારે છે. જે પુરુષો ઉપવાસ આદિની હઠથી ચિત્તને જીતી લેવાનો ઉદ્યોગ કરે છે, તેઓને કમળના તંતુઓથી મોટા મદોન્મત્ત હાથીને બાંધી લેવાનો ઉદ્યોગ કરનારા જેવા સમજવા. જેઓ બ્રહ્મવિદ્યાના અભ્યાસ આદિ યુક્તિઓને છોડી દઈને ઉપવાસ તથા સ્મશાનસાધન આદિના હઠરૂપ ઉપાયોથી ચિત્તને તથા ચિત્તની પાસે રહેનારા શરીરને સ્થિર કરવાનો ઉદ્યોગ કરે તેઓને નિષ્ફળ શ્રમ કરનાર જ સમજવા. એ હઠરૂપી નિષ્ફળ શ્રમ કરનારા લોકો અભાગિયા પ્રાણીઓની જેમ એક ભયમાંથી બીજા ભયમાં જઈ પડે છે, એક ક્લેશમાંથી બીજા ક્લેશને પામે છે, ક્યાંય પણ ધીરજરૂપી શાંતિને પ્રાપ્ત થતા નથી, પર્વતોનાં શિખરોમાં ભટક્યા કરે છે, ફળોને તથા પાંદડાંઓને ખાયા કરે છે. અને બિચારા હરણોની જેમ અત્યંત અવિવેક ભરેલી બુદ્ધિવાળા તથા ચારે બાજુથી ભય પામતા જ રહે છે. છેદાયેલાં તથા વીંખાયેલાં અંગો(ધૈર્યાદિ) વાળી તેઓની કૂણી બુદ્ધિ ગામમાં આવેલી મૃગલીની પેઠે ક્યાંય વિશ્વાસ પામતી નથી. એઓનું ચિત્ત ભયના સ્થાનમાં જળની પેઠે અનેક કલ્લોલોથી વ્યાપ્ત થઈ જાય છે, અને જેમ પહાડની નદીઓમાં પડીને ખડ તણાયું જાય, તેમ રાગ આદિમાં પડીને તણાયું જાય છે. જેઓ ચિત્તને જીતવાને માટે યજ્ઞ, તપ, દાન, તીર્થયાત્રા તથા દેવપૂજન આદિ ભ્રાંતિરૂપ ઉપાયોથી કાળક્ષેપ કરે છે, તેઓ પણ મૃગોની પેઠે લાંબા કાળ સુધી સેંકડો ચિંતાઓથી ઘેરાયેલા જ રહે છે. યજ્ઞ આદિથી કાળક્ષેપ કરનારા એ લોકો ઘણું કરીને સેંકડો દુઃખોથી તથા રાગ આદિ સેંકડો દોષોથી ઘેરાયેલા જ રહે છે: માટે એઓમાં કોઈક જ અને કોઈ સમયે જ દૈવગતિથી આત્મતત્ત્વને પ્રાપ્ત થાય છે અથવા કોઈ પણ પ્રાપ્ત થતા નથી. નરકના, સ્વર્ગના તથા મનુષ્ય-

લોકના ભોગોરૂપી નિમિત્તોને લીધે દહાડાઓની પેઠે ચડતી—પડતી સ્થિતિઓને પ્રાપ્ત થયા કરતા, એક ઠેકાણે સ્થિર નહિ રહી શકતા અને તે તે યોનિઓમાં આવજાવ કર્યા કરતા એ લોકો વારંવાર રોગ તથા મરણ આદિથી પીડાય છે. જેમ તળાવમાં તરંગોનાં કૂંડાળાં થયા કરે છે, તેમ એ લોકો આ સંસારમાં આવર્તનો પામ્યા કરે છે. અહીંથી નરકમાં જાય છે, નરકમાંથી પાછા અહીં સ્વર્ગમાં જાય છે. સ્વર્ગમાંથી પાછા અહીં આવે છે, નરકમાંથી અહીં આવે છે અને અહીંથી પાછા સ્વર્ગમાં પણ જાય છે. હે રઘુનંદન! આમ હોવાથી દેહાભિમાનનો ત્યાગ કરી યોગ્ય ઉપાયોથી ચિત્તને જીતી, શુદ્ધ અનુભવનો આશ્રય કરી, રાગથી રહિત થઈને સ્થિર થાઓ. જ્ઞાની પુરુષ જ સુખી હોય છે, જ્ઞાનીનું જ જીવવું સફળ છે અને જ્ઞાની જ સર્વથી અધિક બળવાન છે; માટે જ્ઞાનમય થાઓ. હે મહાત્મા! તમે ચિત્તને વિષયોમાં જવા નહિ દેતાં, બ્રહ્મપદ કે જે વિષયોથી રહિત છે, સર્વથી ઉત્તમ છે, આદ્ય છે, એક છે અને નિર્વિકાર છે, તેનું જ અનુસંધાન કરતા રહો અને વ્યવહાર સંબંધી ક્રિયાઓ કરવા છતાં પણ આસક્તિના ત્યાગથી જીવન્મુક્તના ગુણોની સંપત્તિવાળા થઈને અકર્તા જ રહો. ૧—૫૦

**सर्वेद्यवर्जितमनुत्तममाद्यमेकं संवित्परं विकलनं कलयन्महात्मन्। हृद्येव तिष्ठ कलनारहितः क्रियां तु कुर्वन्नकर्तृपदमेत्यथ मोदितश्रीः ॥५०॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમપ્રકરણનો 'સંસૃતિનિરાકરણક્રમયોગોપદેશ' નામનો સર્ગ ૯૨ મો સમાપ્ત

# સર્ગ ૯૩ મો*

## બોધ સ્થિર થવાથી જ્ઞાનીઓની થતી સમસ્થિતિ

वसिष्ठ उवाच

**मनागपि विचारेण चेतसः स्वस्य निग्रहः। मनागपि कृतो येन तेनाप्तं जन्मनः फलम् ॥१॥**

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જેણે જરાક વિચાર કરીને થોડો પણ પોતાના ચિત્તનો નિગ્રહ કર્યો હોય, તેણે પોતાના જન્મનું સાફલ્ય કર્યું સમજવું. આ વિચારરૂપી કલ્પવૃક્ષનો અંકુર હૃદયમાં જરાક ઉત્પન્ન થયો હોય, તો તે જ અંકુર અભ્યાસરૂપી જળના સિંચનથી સેંકડો શાખાઓવાળો થાય છે, જેમ પક્ષીઓ તથા માછલાં પૂર્ણ સરોવરનો આશ્રય કરે છે, તેમ જે માણસનો વૈરાગ્યપૂર્વક વિચાર કાંઈક પણ પ્રૌઢ થયો હોય, તે માણસનો શમ—દમ આદિ શુદ્ધ ગુણો આશ્રય કરે છે. સારા વિચારવાળા અને આત્મતત્ત્વનું યથાર્થ અવલોકન કરનારા વિદ્વાનને અત્યંત ઉન્નતિવાળા ઈન્દ્રલોકાદિનાં સુખો પણ લલચાવતાં નથી. આત્માના યથાર્થ અનુભવથી પ્રૌઢ થયેલી બુદ્ધિવાળા, પુરુષને વિષયો મનની વૃત્તિઓ, આધિઓ કે વ્યાધિઓ શું કરી શકે? કાંઈ વિકાર ઉત્પન્ન કરી શકે નહિ. ભમતા પવનોના સમૂહોવાળા અને વીજળીઓનાં મંડળોથી અત્યંત રાતા લાગતા 'પુષ્કરાવર્તક' નામના પ્રલયકાળના મેઘો ક્યાંય બાળકોની મુઠ્ઠીઓથી પકડાયા છે? ચંદ્રપ્રકાશથી ઉઘડતાં 'પોયણ' નામનાં કમળો મારાં નેત્રોની શોભાને જીતી લે છે, એવી શંકાથી મુગ્ધા સ્ત્રીએ આકાશમાં રહેલા ચંદ્રને ક્યાંય સુંદર મણિઓના ડાબલામાં પૂરી મૂક્યો છે? ગંડસ્થળોમાંથી ઊડતા ભ્રમરોનાં મંડળોરૂપી નીલકમળોનાં મુકુટોવાળા મદોન્મત્ત

---

* આ ત્રાણુંમા સર્ગમાં વિચારની પ્રૌઢતાથી, વૈરાગ્યની તથા સદ્ગુણોથી બોધની સ્થિરતા થતાં કોઈ પણ વિષયોનો પરાભવ નહિ કરી શકવાથી જ્ઞાનીને પ્રાપ્ત થતી સમસ્થિતિનું વર્ણન કરવામાં આવશે.

હાથીઓને, મુગ્ધા સ્ત્રીના શ્વાસથી પણ ઊડી જાય એવા નબળા મચ્છરોએ કયાંય મારી નાખ્યા છે? ફાડી નાખેલાં હાથીઓનાં કુંભસ્થળોમાંથી ચોંટી રહેલાં મોતીઓથી શોભતાં નખપંજરોવાળા અને યુદ્ધમાં કોપ પામેલા સિંહોને કયાંય હરિણોએ કચરી નાખ્યા છે? ઝેરના ગુંદર જેવાં બિંદુઓથી વનમાં મોટાં મોટાં વૃક્ષોને બાળી નાખનારા ભૂખ્યા અજગરોને કયાંય કોપ પામેલાં નાનાં દેડકાંઓ ગળી ગયાં છે? તેમ જ ચોથી, પાંચમી આદિ ભૂમિકાઓને પ્રાપ્ત થયેલા, ધીર, વિવેકી, બ્રહ્મને જાણી ચૂકેલા અને ચડતી ચડતી ભૂમિકાઓને જીતી લેવાને તૈયાર થયેલા તત્ત્વવેત્તાને કયાંય વિષયો કે ઈન્દ્રિયોરૂપી ચોરોએ દબાવ્યો છે? જેમ પ્રચંડ પવનો કાપી નાખેલા બંધનવાળી કૂણી લતાને હરી જાય છે, તેમ વિષયોરૂપી શત્રુઓ પ્રૌઢ નહિ થયેલી વિચારશક્તિને હરી જાય છે. જેમ સાધારણ પ્રલયોમાં પણ અવિચળ રહેનારા મેરુપર્વતને મંદ પવનો ભાંગી શકતા નથી, તેમ પ્રૌઢ થયેલા વિવેકને દુષ્ટ રાગ આદિ વૃત્તિઓ ભાંગી શકતી નથી. જેણે ચિત્તારૂપી પૃથ્વીમાં પોતાનું દૃઢ મૂળ બાંધ્યું ન હોય એવા વિવેકરૂપી કૂણા ઝાડને ચિંતાઓરૂપી વંટોળિયાઓ પાડી નાખે છે; પણ મૂળોથી ચિત્તારૂપી પૃથ્વીની અંદર દૃઢ થઈ ને રહેલા તે ઝાડને એ વંટોળિયાઓ પાડી શકતા નથી. ચાલતાં, ઊભા રહેતાં, જાગતાં અને સૂતાં પણ જે પુરુષનું ચિત્ત વિચારમય ન રહેતું હોય તે પુરુષ મૂએલો જ કહેવાય છે. હે રામ! આત્માને ઓળખવાની દૃષ્ટિ રાખીને ધીરેધીરે પોતાની મેળે અથવા સજ્જનોને સાથે રાખીને, 'આ જગત શું હશે અને આ દેહ શું હશે?' એવો વિચાર કરો. જેમ પ્રકાશવાળા દીવાથી તુરત વસ્તુ જોવામાં આવે છે, તેમ અજ્ઞાનને હરનારા વિચારથી તુરત પરમ પદ જોવામાં આવે છે. જેમ પ્રકાશનો વિલાસ કરનારા સૂર્યથી અંધકારોનો નાશ થાય છે, તેમ પ્રકાશનો વિલાસ કરનારા જ્ઞાનથી સર્વ દુઃખોનો વિનાશ થાય છે. જેમ સૂર્ય ઉદય પામતાં, નિર્મળ પ્રકાશ પોતાની મેળે ઉદય પામે છે, તેમ જ્ઞાન પ્રકટ થતાં જાણવા યોગ્ય પરબ્રહ્મ પોતાની મેળે ઉદય પામે છે. જે શાસ્ત્રવિચારથી બ્રહ્મતત્ત્વ જાણવામાં આવે તે શાસ્ત્રવિચાર જ્ઞાન કહેવાય છે. એ જ્ઞાન પોતે બ્રહ્માકાર તથા ભેદના બાધરૂપ હોવાને લીધે બ્રહ્મથી જુદું ન હોય એવું હોય છે. હે રામ! વિવેક વિચારથી થયેલું આત્મજ્ઞાન જ જ્ઞાન કહેવાય છે, એમ પંડિતોનો સિદ્ધાંત છે અને જેમ મધુરપણું દૂધની અંદર જ રહે છે, તેમ આત્મા એ જ્ઞાનની અંદર રહે છે. જેમ અત્યંત મદિરા પીનારો માણસ સર્વદા ગાંડા જેવો જ રહે છે, તેમ યથાર્થ જ્ઞાનના ભરપૂર પ્રકાશવાળો પુરુષ સર્વદા આત્મામય જ રહે છે. નિર્મળ થયેલું અને સમતાવાળું જે પોતાનું સ્વરૂપ તે જ જાણવા યોગ્ય પરબ્રહ્મ છે, એમ વિદ્વાનોનો નિશ્ચય છે અને તે સ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિ થતાં જ અવિદ્યારૂપી કાદવ દૂર થઈ જવાથી પોતાની મેળે નિર્મળ થઈ જાય છે. સ્વરૂપજ્ઞ, પ્રગટ આનંદવાળો અને આસક્તિરહિત જીવન્મુક્ત કોઈ વિષયમાં ડૂબી જતો નથી, પણ સમ્રાટની પેઠે પૂર્ણ સુખવાળો જ હોય છે. હે રામ! જેમ ચંદ્ર કમળોમાં રુચિ બાંધતો નથી, તેમ જ્ઞાની પુરુષ વીણાઓના કે વાંસળી આદિના સુંદર શબ્દોમાં, સંભોગનાં બીભત્સ વર્ણનોવાળાં સ્ત્રીઓનાં સુંદર ગાયનોમાં, વસંતના મદથી મત્ત થયેલા ભ્રમરોના ગુંજારવોમાં વરસાદથી ખીલતાં પુષ્પોમાં, મેઘની ગર્જનાઓમાં, મયૂરોનાં નૃત્યોમાં તથા સુંદર ટૌકાઓમાં, ગાજતાં વાદળાંઓના ટુકડાઓમાં, સારસોના શબ્દોમાં, તારથી માંડીને તે હાથ સુધીનાં સાધ નોથી વગાડવામાં આવતાં જુદાં જુદાં વાજાંઓમાં, ગંભીર મૃદંગોમાં, તારોવાળાં વાજાંઓમાં, ચામડાંથી મઢાયેલાં વાજાંઓમાં, અંદર છિદ્રવાળાં વાજાંઓમાં, કાંસીજોડ આદિમાંના વિચિત્ર શબ્દોમાં અને અન્ય કોઈ કઠોર કે મધુર શબ્દોમાં કયાંય પણ રુચિ બાંધતો નથી. હે રામ! જેમ હંસ નિર્મળ દેશની

ભૂમિમાં રુચિ બાંધતો નથી, તેમ આસક્તિ વિનાની બુદ્ધિવાળો ધીર જ્ઞાની પુરુષ પાંદડાંથી બાંધેલા નાના નાના કેળના સ્તંભોમાં, દેવતાઓની તથા ગંધર્વોની કન્યાઓનાં શરીરોરૂપી લતાઓથી કરવામાં આવતી નંદનવનની ક્રીડાઓમાં કે એવા બીજા વિષયોમાં ક્યાંય પણ અને તે તે વિષયો પોતાને સ્વાધીન હોય, તોપણ તે કોઈમાં રુચિ બાંધતો નથી. હે રામ! જેમ બ્રાહ્મણ કૂતરાના માંસના ટુકડાઓમાં રુચિ બાંધતો નથી, તેમ આસક્તિ વિનાની બુદ્ધિવાળો અને સર્વદા તૃપ્ત રહેનારો જ્ઞાની પુરુષ મુસી ખારેકનાં વૃક્ષોમાં, કદંબોમાં, પનસ આદિમાં; દ્રાક્ષની, કાકડીની, અખોડની, ઘોલાંઓની તથા લીંબુઓની જાતિઓમાં; મદિરા, મૈરેય, માધ્વીક અને આસવ આદિ જુદા જુદા પ્રકારોનાં મદ્યો પીવાની ભૂમિઓમાં; દહીંમાં, દૂધમાં, ઘીમાં, ઊના દૂધમાં, દહીં રેડીને કરેલા વિકારમાં, માખણમાં, ભાત આદિમાં, છ રસોવાળા વિચિત્ર ચાટવાના તથા પીવાના પદાર્થોમાં, ફળોમાં, મૂળોમાં, શાકોમાં, માંસોમાં અને એવા પ્રકારના બીજા પદાર્થોમાં ક્યાંય પણ રુચિ બાંધતો નથી. હે રામ! આસક્તિથી રહિત થયેલી બુદ્ધિવાળો, પૂર્ણ મનવાળો, વ્યવહારની રીતિથી માન જાળવનારો, વૃથા ભાષણ નહિ કરનારો, અને શત્રુઓના દ્વેષાદિથી ભય વિના રહેનારો શ્રીમાન જીવન્મુક્ત પુરુષ યમના, ચંદ્રના, ઈન્દ્રના, રુદ્રના તથા વાયુના લોકનાં, મેરુપર્વતનાં, મંદરાચળનાં, કૈલાસનાં, સહ્યાદ્રિનાં તથા દર્દુરાચળનાં શિખરોનાં, રેશમી વસ્ત્ર જેવાં કૂણાં પાંદડાંવાળાં તથા દિવ્ય શોભાના વિલાસવાળાં કલ્પવૃક્ષોની કુંજોનાં, ચંદ્રના બિંબનાં, ચંદ્રની કળા આદિનાં, રત્નો તથા સુવર્ણોની ભીંતોવાળાં મોતીમય તથા મણિમય દિવ્ય ઘરોનાં, તિલોત્તમા, ઉર્વશી, રંભા કે મેનકાની કાયારૂપી લતાનાં અને એવા બીજા કોઈ પણ પદાર્થોનાં દર્શનને ઈચ્છતો નથી. હે રામ! જેમ બ્રાહ્મણ મદ્યોની સુગંધોમાં રુચિ રાખે નહિ, તેમ સમબુદ્ધિવાળો, વિષયોથી ક્ષોભ નહિ પામનારો અને પોતાના સ્વરૂપનું જ અનુસંધાન કરનારો જીવન્મુક્ત પુરુષ ડોલરના, પારિજાતના, કલ્હારના, કમળાદિના, કુમુદના, નીલકમળના, પુન્નાગના, કેતકીના, અગરુની જાતિઓના, કદંબોના, ઉત્તમ આંબાના, સાધારણ આંબાના, કેસૂડાંનાં, આસોપાલવના, જાસૂદના, મધુમાધવીના, ઉત્તમ બોરડીના, ઘોલાંના, પાટલાની જાતિઓનાં, ચંદનના, કપૂરના, લાખના, કસ્તૂરીના, કેસરના, લવિંગના, એલચીના, મરીચ-કંકોલના, તગરના કે એવા બીજા કોઈ પણ પદાર્થની સુગંધોમાં રુચિ રાખતો નથી. હે રામ! જીવન્મુક્ત પુરુષ સમુદ્રની ઘુઘવાટીથી; વાદળાંઓના ગડગડાટથી, પર્વતોમાં ઊઠતા મોટા પડછંદાના શબ્દથી કે સિંહોની ગર્જનાથી જરા પણ ક્ષોભ પામતા નથી. હે રામ! જીવન્મુક્ત પુરુષ શત્રુઓએ કરેલા નગારાંના ડંકાથી, યુદ્ધના ઢોલના શબ્દોથી કે ધનુષ્યના કડવા ટંકારોથી જરા પણ ક્ષોભ પામતો નથી. હે રામ! જીવન્મુક્ત પુરુષ મદોન્મત્ત હાથીઓની ગર્જનાઓથી, વેતાલોની ખીખિયાટીઓથી, પિશાચોના તથા રાક્ષસોના સિંહનાદોથી જરા પણ કંપતો નથી. હે રામ! જીવન્મુક્ત પુરુષ વીજળી પડવાના કડાકાઓથી, પર્વત ફાટવાના શબ્દથી કે ઐરાવત હાથીની ગર્જનાથી જરા પણ કંપતો નથી. હે રામ! જીવન્મુક્ત પુરુષ ચાલતી કરવત વડે વહેરાવાથી, સજેલી તલવાર વડે કપાવાથી કે બાણોના તથા વજ્રના પડવાથી પણ સ્વરૂપના અનુસંધાનમાંથી કંપાયમાન થતો નથી. હે રામ! જીવન્મુક્ત પુરુષ બગીચામાં જતાં પણ આનંદ કે ખેદને પ્રાપ્ત થતો નથી અને નિર્જળ દેશોમાં જતાં પણ આનંદને કે ખેદને પ્રાપ્ત થતો નથી. હે રામ! જીવન્મુક્ત પુરુષ સળગતા ચોખ્ખા અંગારાઓના જેવી ધગધગતી રેતીઓવાળા નિર્જળ દેશોમાં, પુષ્પોના સમૂહોથી ઢંકાયેલી કૂણા કૂણાં ખડોવાળી ભૂમિઓમાં, તીક્ષ્ણ અસ્ત્રાઓની ધારોમાં, નવીન કમળોથી બિછાવેલી

શય્યાઓમાં, ઊંચા પર્વતોના પ્રદેશોમાં, કૂવાઓના જેવી ઊંડી ખાડોમાં, સૂર્યનાં કિરણોથી તપી રહેલી કઠિન શિલાઓમાં, કોમળ અંગોવાળી સ્ત્રીઓમાં, સંપત્તિમાં, ઉગ્ર વિપત્તિઓમાં, ક્રીડા કરવાનાં સ્થળોમાં કે ઉત્સવોમાં વિહાર કરતાં પણ ઉદ્વેગને કે આનંદને પ્રાપ્ત થતો નથી. હે રામ! જીવન્મુક્ત પુરુષ સઘળા વ્યવહારોને કરતાં છતાં પણ સર્વદા વેઠિયાની પેઠે આસક્તિ વિનાનો જ રહે છે. હે રામ! સમતાવાળો, સ્વસ્થ મનવાળો અને વૃથા ભાષણ નહિ કરનારો જીવન્મુક્ત પુરુષ લોઢાનાં યંત્રોથી સાંકડી કરેલી અને જેઓમાં પરસ્પરમાંથી અનંત ભાલાંઓની તથા તોમરોની વૃષ્ટિઓ પડયા કરે છે, એવી નરકોના અરણ્યોની ભૂમિઓમાં પણ ડરતો નથી, વ્યાકુળ થતો નથી, રાંક પણ થતો નથી; પરંતુ પર્વતની પેઠે ધીરજપણાથી જ રહે છે. હે રામ! જીવન્મુક્ત પુરુષ અપવિત્ર, અપથ્ય, ઝેરવાળાં, છાણ આદિથી ખરડાયેલાં, રસ વિનાનાં અને સડેલાં અન્નને પણ સારાં અન્નની પેઠે ખાઈ જઈને તુરત પચાવી દે છે. હે રામ! ક્યાંય પણ આસક્તિ નહિ રાખનારો જીવન્મુક્ત પુરુષ કડવાં ઘોલાંની તથા અતિવિષની ચટણીના, દૂધના, શેરડીના, પાણીના તથા ભાતના સ્વાદમાં પણ સમાન બુદ્ધિવાળો જ રહે છે. હે રામ! રાક્ષસોની તથા પિશાચો આદિની જાતિનો કોઈ જીવન્મુક્ત હોય તો તે મદિરાઓથી, લોટનાં મદ્યોથી, દૂધોથી, લોહીથી, મદના રસોથી, આસવોથી, લૂખાં અસ્થિઓથી, તૃણોથી કે કેશો આદિથી પણ હર્ષને કે ખેદને પ્રાપ્ત થતો નથી. હે રામ! જીવન્મુક્ત પુરુષ જીવનું હરણ કરનારને અને જીવને આપનારાને પણ પ્રસન્નતાથી તથા મધુરતાથી શોભી રહેલી એકસરખી દૃષ્ટિથી જ જુએ છે. જીવન્મુક્ત સર્વદા પ્રદીપ્ત રહેનારી પોતાની બુદ્ધિની સમતાને લીધે સ્થિર શરીરો કે રમણીય વસ્તુઓ ગળવાથી રાજી થતો નથી અને અસ્થિર શરીરો કે અરમણીય વસ્તુઓ મળવાથી ગ્લાનિ પામતો નથી. પોતે ચિત્તમાં ચિંતારહિત, રાગ વિનાનો, જાણવાનું જાણી ચૂકેલો તથા જગતની સ્થિતિને મિથ્યા જ સમજતો હોય છે; અને જગતની સ્થિતિ પણ અત્યંત મિથ્યા જ છે, તેથી જીવન્મુક્ત પુરુષ કદી પણ કોઈ ઇન્દ્રિયને વિષયોની સ્થિતિમાં પ્રસરવાનો અવકાશ આપતો નથી. જેમ મૃગો કૂણાં પાંદડાંને તુરત ગળી જાય છે, તેમ ઇન્દ્રિયો શોભા નહિ પામેલા આત્માને નહિ પહોંચેલા અને ગંભીર સ્થિતિ વિનાના મૂઢ પુરુષને જ તુરત ગળી જાય છે. સંસારરૂપી સમુદ્રમાં તણાયા જતા, વાસનાઓરૂપી તરંગોથી ગોથાં ખાતા અને મોટી મોટી ચીસો પાડયા કરતા મૂઢ પુરુષને ઇન્દ્રિયોરૂપી મગરમચ્છો ગળી જાય છે. જેમ જળનાં પૂર પર્વતને ખેંચી શકતાં નથી, તેમ સુખદુઃખાદિ વિકલ્પોના સમૂહો વિચારવાળા અને આત્મામાં જ શાંત થયેલી બુદ્ધિવાળા જીવન્મુક્ત પુરુષને ખેંચી શકતા નથી. જે પુરુષો પોતાના સ્વરૂપજ્ઞાનથી સર્વ સંકલ્પોના સીમાડાના છેડારૂપ પરમપદમાં શાંતિ પામેલા હોય છે, તેઓને મેરુપર્વત પણ તરણા જેવો લાગે છે. બ્રહ્મરૂપે વિસ્તીર્ણ થયેલા ચિત્તાવાળા જીવન્મુક્ત પુરુષોને જગત અને જૂના ખડનો ટુકડો સમાન લાગે છે, ઝેર અને અમૃત સમાન લાગે છે અને ક્ષણ તથા હજારો કલ્પો પણ સમાન જ લાગે છે. 'આ સઘળું જગત આત્મા જ છે એવો નિશ્ચય હોવાને લીધે આનંદ ભરેલી બુદ્ધિવાળો અને પોતે જ આત્મા હોવાને લીધે સઘળું જગત જેઓની અંદર જ રહેલું હોય છે એવા જીવન્મુક્ત પુરુષો નિર્લેપણાથી વિહાર કરે છે. આ જગતરૂપી ખોટું પાંજરું કે જે આત્માના જ એક જાતના ચલનરૂપ છે, તેમાં તત્ત્વવેત્તાઓ કઈ વસ્તુને ત્યાજ્ય માને અને કઈ વસ્તુને ગ્રાહ્ય માને. હે રામ! આ સઘળું જગત આત્મા જ છે, માટે દ્વૈતરૂપ ભ્રાંતિને છોડી દો.' આ સઘળું વિશાળ જગત આત્માનું જ રૂપ છે, માટે જ્ઞાની પુરુષ તેમાં કઈ વસ્તુને ત્યાજ્ય

માને અને કઈ વસ્તુને ઇચ્છે? પૃથ્વીમાંથી પાંદડાંના અંકુર જેવા જે જે વિષયો થાય છે, જે જે વિષયો થશે અને આકાશાદિ અંકુરોરૂપ જે જે કોઈ શબ્દાદિ વિષયો છે તેઓ સઘળા તત્ત્વવેત્તા પુરુષોની દૃષ્ટિમાં બ્રહ્મરૂપ જ છે. હે રામ! જેની સત્તા આદિમાં તથા અંતમાં ન હોય અને મધ્યમાં થોડીક વાર જ જોવામાં આવતી હોય, તે પદાર્થ આત્માના એક જાતના ભ્રમરૂપ જ હોય છે એવો નિશ્ચય રાખી, 'આ ઈષ્ટ છે અને આ અનિષ્ટ છે' એવી કલ્પનાને ત્યજી દઈ, સઘળા પદાર્થોના છેડાને પ્રાપ્ત થઈને તમે સંગરહિત અને સ્વયંપ્રકાશ અનુભવરૂપ થાઓ. સંગરહિત થયેલો પુરુષ અહંતાથી તથા મમતાઓથી રહિત કરેલાં શરીર, મન અને ઇન્દ્રિયોથી કર્મ કરે, તોપણ તેઓનાં ફળોથી લેપાતો નથી અને ન કરે તોપણ પ્રાયશ્ચિત્તનો ભાગી થતો નથી. જેમ માણસ મનોરથથી કલ્પી લીધેલા રાજ્યમાં તે તે કાર્યો કરવા છતાં પણ સુખ—દુઃખોથી લેપાતો નથી, તેમ મનની આસક્તિ વિનાનો જીવન્મુક્ત પુરુષ વ્યવહાર સંબંધી કાર્યો કરતો હોય તોપણ સુખદુઃખોથી લેપાતો નથી. જેમ માણસ મનોરથથી કલ્પી લીધેલું મંત્રીપણું કરવા છતાં પણ તેના સંબંધનાં સુખદુઃખોથી લેપાતો નથી, તેમ મનને સંગ વિનાનું રાખ્યા કરતો જીવન્મુક્ત પુરુષ શરીર આદિ સાધનોથી વ્યવહારનાં કાર્યો કરતાં છતાં પણ સુખ–દુઃખોથી લેપાતો નથી. બાળકનું ચિત્ત પણ જ્યારે બીજા સ્થળમાં લાગ્યું હોય છે, ત્યારે તે બાળક પોતાની પાસે પડેલા પદાર્થને નેત્રથી દેખવા છતાં પણ દેખતો નથી; એટલા માટે આ વાત બાળકના પણ અનુભવમાં આવે એવી છે કે, મનની લાગણી વિના જે કામ કરવામાં આવે તે કામ ન કર્યા જેવું જ છે. જેઓનું ચિત્ત બીજા દેશમાં લાગી ગયું હોય અને પોતે પોતાના ઘરમાં બેઠેલા હોય એવા પામર લોકોને અને કાચી બુદ્ધિવાળા બાળકો આદિને પણ આ વાત અનુભવમાં આવેલી હોય છે કે જોવા તથા સાંભળવા આદિ ક્રિયાઓ કરવા છતાં પણ જેનું મન તે ક્રિયાઓમાં લાગ્યું ન હોય તે પ્રાણી દેખતાં, સાંભળતાં, સ્પર્શ કરતાં, આંખોને ઉઘાડતાં અથવા મીંચતાં છતાં પણ કાંઈ કરતો નથી અને તેની હાથ–પગ આદિ કર્મેન્દ્રિયો સંસ્કારના બળથી તે તે કાર્યોમાં પડતાં છતાં પણ પોતે તે તે કાર્યોમાં પડતો નથી. હે રામ! માટે સંગ જ પુણ્યપાપ આદિ અનર્થોનું કારણ છે: સંગ જ સંસારનું, આશાઓનું અને આપત્તિઓનું કારણ છે. સંગનો ત્યાગ થાય એ જ મોક્ષ છે અને સંગનો ત્યાગ કરવાથી જ પુનર્જન્મની પ્રાપ્તિ થતી નથી એમ વિદ્વાનોએ સિદ્ધાંત કર્યો છે; માટે તમે પદાર્થોમાંના સંગને ત્યજી દો અને જીવન્મુક્ત થાઓ.

રામ બોલ્યા: હે સઘળા સંશયોરૂપી ઝાકળને ટાળી નાખવામાં શરદઋતુના પવન સરખા ગુરુ મહારાજ! આપ 'સંગ' એ શબ્દથી કોને કહો છો (સંગ શબ્દનો શો અર્થ છે), તે મને સંક્ષેપમાં કહો.

વસિષ્ઠ બોલ્યા: હે રામ! પ્રિય—અપ્રિય પદાર્થોના સંયોગ—વિયોગ થતાં, હર્ષ—શોકરૂપી વિકાર આપનારી જે મલિન વાસના છે, તે 'સંગ' એ શબ્દથી ઓળખાય છે. જીવન્મુક્ત પુરુષોની વાસના હર્ષ—શોકરૂપી વિકારના સંબંધ વિનાની હોવાને લીધે શુદ્ધ હોય છે, એટલા માટે તે વાસનાથી તેઓને પુનર્જન્મ પ્રાપ્ત થતો નથી. હે રામ! એવી શુદ્ધ વાસના 'અસંગ' એ શબ્દથી કહેવામાં આવે છે અને તે વાસના જ્યાં સુધી જીવન્મુક્ત પુરુષોનો દેહ રહે ત્યાં સુધી રહે છે. એ શુદ્ધ વાસનાથી કર્મ કરવામાં આવે તે કર્મ બંધન આપનાર થતું નથી. જીવન્મુક્ત નહિ થયેલા લોકો કે જેઓ મૂઢ અને રાંક જ હોય છે, તેઓની વાસના હર્ષ—શોકરૂપી વિકારોના સંબંધવાળી હોય છે, માટે તે વાસના બંધન

આપનારી થાય છે. એ હર્ષ—શોકરૂપી વિકારોના સંબંધવાળી મલિન વાસના જ 'સંગ' એ શબ્દથી કહેવાય છે અને પુનર્જન્મ આપે છે. એ મલિન વાસનાથી જે કર્મ કરવામાં આવે છે, એ કર્મ બંધનને જ ઉત્પન્ન કરે છે. તમે જો પોતાના ચિત્તમાં વિકાર આપનારી એવી મલિન વાસનાને તજી દઈને સ્વસ્થ રહેશો, તો વ્યવહાર સંબંધી કાર્યો કરતાં છતાં પણ લેપાશો નહિ. હે રામ! જો હર્ષ, ક્રોધ અને ખેદથી તમારો રંગ બદલાઈ જતો ન હોય તો તમે રાગથી, ભયથી તથા ક્રોધથી રહિત હોવાને લીધે સંગ વિનાના જ છો. હે રામ! જો તમે આશાથી થતા પરવશપણાનો ત્યાગ કરીને દુઃખોથી ગ્લાનિ ન પામતા હો અને સુખોથી પ્રસન્ન ન થતા હો, તો જીવન્મુક્ત જ છો. હે રામ! જો તમે વ્યવહારોમાં વિહાર કરતાં, પ્રાપ્ત થતી સુખ—દુઃખોની દશાઓમાં બ્રહ્મથી એકરસપણાને ન છોડતા હો, તો જીવન્મુક્ત જ છો. હે રામ! જો તમારા ચિત્તનો સ્વભાવ સઘળા ઈષ્ટ—અનિષ્ટ વિષયોમાં એકસરખો રહેતો હોય અને તેમ રહીને વ્યવહારથી કરવાં પડતાં કાર્યોને અનુસરતો હોય, તો તમે જીવન્મુક્ત જ છો. હે રામ! કોઈ જાતનો બળાત્કાર કરવો નહિ પડતાં, ચિત્તનું સહજ અસંગપણું કે જે જીવન્મુક્તની સ્થિર સ્થિતિરૂપ છે, તેનું અવલંબન કરીને તમે રાગથી રહિત થાઓ, સમ થાઓ અને સ્વસ્થ થાઓ. વૃથા ભાષણ નહિ કરનારો અને જેણે ઈન્દ્રિયોરૂપી પિશાચોને વશ કર્યા હોય છે, એવા મહાત્મા જીવન્મુક્ત પુરુષ માનથી, મદથી, મત્સરથી તથા સંતાપથી રહિત જ રહે છે. સર્વદા સઘળી વસ્તુઓમાં સમબુદ્ધિવાળો, સ્પૃહા વિનાનો અને કોઈની પણ યાચના નહિ કરનારો જીવન્મુક્ત પુરુષ વર્ણના, આશ્રમના તથા કુળના ક્રમથી પ્રાપ્ત થયેલા સહજ વ્યાપાર સિવાય બીજું કાંઈ પણ કરતો નથી. વર્ણના, આશ્રમના તથા કુળના ક્રમથી પ્રાપ્ત થયેલું પોતાનું જે કાંઈ સહજ કર્મ હોય, તેને જ કોઈ જાતનો ખેદ ધર્યા વિના કરતો એ જીવન્મુક્ત પુરુષ આસક્તિથી તથા ફળની ઈચ્છાથી રહિત થયેલી બુદ્ધિ વડે પોતાના સ્વરૂપમાં જ રમે છે. જેમ મંદરાચળે ડહોળી નાખ્યા છતાં પણ ક્ષીરસમુદ્રે પોતાના શ્વેતપણારૂપ સ્વભાવને છોડયો ન હતો, તેમ જીવન્મુક્ત પુરુષ મોટી સંપત્તિને અથવા મોટી વિપત્તિને પામ્યા છતાં પણ પોતાના પ્રથમથી સિદ્ધ કરી રાખેલા શમ, દમ તથા સમદૃષ્ટિ આદિ સ્વભાવને છોડતો નથી. જેમ ચંદ્ર પોતાની ક્ષીણતા થતાં કે વૃદ્ધિ થતાં હર્ષ—શોકથી રહિત જ રહે છે, તેમ જીવન્મુક્ત પુરુષ પોતાને ચક્રવર્તીપણું, આપદા, સર્પાદિની યોનિ અથવા ઈન્દ્રની પદવી પ્રાપ્ત થતાં પણ હર્ષ—શોકથી રહિત જ રહે છે. હે રામ! રાગને તથા દ્વેષને છોડી દઈ, ભેદને દૂર કરી નાખી અને અનેક પ્રકારના તુચ્છ ફળો આપનારી પ્રિય વાસનાઓને પણ શાંત કરીને, એવી રીતે આત્માનો વિચાર કરો કે જે વિચારથી ગંભીર ચિત્તવાળા તથા અવશ્ય મેળવવા યોગ્ય છેલ્લા પુરુષાર્થમાં તમે સ્થિર થાઓ. હે રામ! વિચારને લીધે ઉદય પામેલી, સમાધિના વિલાસથી સઘળી વાસનાઓનો ક્ષય થતાં શુદ્ધ થયેલી આત્માને જોનારી અને આત્માના દર્શનથી જ અવિદ્યાને તથા અવિદ્યાનાં કાર્યને બાળી નાખવામાં સમર્થ થયેલી બુદ્ધિ વડે દુઃખરહિત નિરતિશય આનંદરૂપ પરમ પદમાં તમે રહો. એમ રહેવાથી તમે આ સંસારમાં ફરી વાર જન્મોરૂપી બંધનોથી બંધાશો નહિ. ૧—૧૦૧

**तयोदितप्रवरविलाससुद्धया गतज्वरं पदमवलंबयामलम् । धियेद्धया पुनरिह जन्मबन्धनेन बध्यसे समधिगतात्मदर्शया ॥ १०१ ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં ઉપશમ પ્રકરણનો 'સમદર્શન' નામનો સર્ગ ૯૩ મો સમાપ્ત

# उपशम-प्रकरण समाप्त

# અનુક્રમણિકા

## ૬—निर्वाण प्रकरण (उत्तरार्ध)



॥ आदिकवि श्रीवाल्मीकिमुनिप्रणीत ॥

# श्रीयोगवासिष्ठ

## महारामायण

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## भाग २ जो



॥ आदिकवि श्रीवाल्मीकिमुनिप्रणीत ॥

# श्रीयोगवासिष्ठ

# महारामायण

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## ६-निर्वाण-प्रकरण (पूर्वार्ध)

## સર્ગ ૧ લો*

### દૈનિક વ્યવહારનું વર્ણન

શ્રીવાલ્મીકિરુવાચ

**उपशमप्रकरणादनंतरमिदं शृणु । त्वं निर्वाणप्रकरणं ज्ञातं निर्वाणदायि यत् ॥ १ ॥**

વાલ્મીકિ બોલ્યા: હે રામ! ઉપશમ-પ્રકરણ પછીનું હવે આ નિર્વાણ-પ્રકરણ સાંભળો, કે જે પ્રકરણ જાણવાથી મુકિત મળે છે. એ પ્રમાણે સર્વોત્તમ વકતા વસિષ્ઠ મુનિ કહેતા હતા અને રામચંદ્રજી મૌન ધરીને એકચિત્તથી સાંભળતા હતા. રાજાલોકો વસિષ્ઠ મુનિની વાણીના અર્થમાં તલ્લીન થઈને, મન અને શરીરના વ્યાપારો ભૂલી ગયા હતા, જેથી તેઓ ચિત્રમાં આલેખેલા સ્થિર જેવા જણાતા હતા. મુનિઓ ભ્રમરોના તથા તર્જની આંગળીઓના સુંદર અભિનયો કરીને પ્રેમપૂર્વક વસિષ્ઠ મુનિનાં વચનોના અર્થનો વિચાર કરતા હતા. આત્મ-તત્ત્વના અવલોકનરૂપી મકરંદના સ્વાદને લીધે નેત્રોરૂપી ભ્રમરો સ્થિર થઈ જવાથી સાંભળવા બેઠેલી સ્ત્રીઓ જાણે વૃક્ષની અતિ સુંદર મંજરીઓ હોય એવી જણાતી હતી. સૂર્ય અસ્તાચળ તરફ ઢળવાથી શાંત લાગતો હતો અને તે જાણે જ્ઞાનના હૃદયથી કાંઈક ઉપશમ પામ્યો હોય એવો દેખાતો હતો. પુષ્પોના સમૂહને હલાવનાર અને મંદારનાં પુષ્પોની મધુર સુગંધને દેનારો પવન જાણે શ્રવણને માટે શાંત થવા લાગ્યો હોય એમ જણાવા લાગ્યું. મોટી મોટી ભ્રમરોની પંકિતઓ પુષ્પમાળાઓમાં સૂઈ ગઈ હતી, તે જાણે બ્રહ્મતત્ત્વ જાણવામાં આવતાં સારી પેઠે

---

*આ પહેલા સર્ગમાં વસિષ્ઠના વાકયથી શ્રોતાઓએ ઊઠયાનું, તેઓએ આહ્નિક ક્રિયાઓ કર્યાનું અને સાંભ-ળેલા વિષયનું ચિંતન કરી નિદ્રાથી રાત્રિ વ્યતીત કર્યાનું વર્ણન કરવામાં આવશે.

ધ્યાન કરવા લાગેલી હોય એવી જણાતી હતી. મોતીમય જાળીઓની અંદર રહેલી વાવોમાં, મોતીની પ્રભાઓથી દીપતું જળ જાણે નિશ્ચળ થઈને બ્રહ્મવિદ્યાનું શ્રવણ કરવા બેઠું હોય, એવું જણાતું હતું. સૂર્યનાં કિરણો આકાશમાં લાંબી મુસાફરી કરીને વિશ્રામ લેવા જાળીઓમાં પેસતાં હતાં, તે જાણે કથા સાંભળવા શીતળ સભામંડપ-માં બેઠાં હોય તેમ જણાતાં હતાં. શાંત થતા દિવસનો શરીરરૂપી તડકો કે જે શાળાની અંદર પેઠો હતો, તે મોતીની જાળીઓનાં કિરણોના સમૂહરૂપી ભસ્મનો લેપ કરતો હતો, તે તપસ્વીના વેશથી પોતાને પણ ઉપશમ પ્રાપ્ત થવાનું સૂચવતો હોય, એવો જણાતો હતો. રાજાઓના હસ્તોમાં અને મુકુટોમાં રહેલાં નીલકમળો જાણે વસિષ્ઠ મુનિ-નો રસથી ભરપૂર ઉપદેશ સાંભળીને રાજાઓનાં અંતઃકરણની પેઠે વૃત્તિઓથી રહિત થયાં હોય તેમ બિડાઈ જવાને તૈયાર થતાં હતાં. બાળકો, મૂર્ખ લોકો અને પાંજરામાં રહેલાં પક્ષીઓ, ભોજન લેવાની ઉતાવળથી તે તે ઘરની સ્ત્રીઓની વારંવાર કનડગત કરતાં હતાં. રાત્રિએ ખીલતી પોયણીઓનો પરાગ ભમરોની પાંખોથી ઊડીને ચામરોની ઉપર અને લોકોની આંખોની પાંપ-ણોનાં રૂંવાંઓ ઉપર ચોંટતો હતો. અને સૂર્યનાં કિરણો જાણે મેરુ આદિ પર્વતોની ગુફાઓમાંથી બહાર નીકળેલા છાયાઓના સમૂહરૂપ અંધકારના ભયથી નાસીને ગોખ આદિનાં દ્વારોમાં છુપાઈ રહેવા માટે ઘરોના મધ્યમાં પેઠેલાં હોય એવાં લાગતાં હતાં. તે સમયમાં દિવસનો ચોથો ભાગ બાકી રહ્યાની સૂચના આપનારો અને દિશાઓ-નાં મુખોને પૂરી દેનારો, ભેરીઓનો, ઢોલોનો તથા શંખોનો ધ્વનિ થવા લાગ્યો. જેમ મેઘના નાદથી મયૂરોનો મોટો શબ્દ પણ સ્પષ્ટ સંભળાતો નથી, તેમ એ ભેરી આદિ વાજાંના શબ્દથી વસિષ્ઠ મુનિનું ઉચ્ચ સ્વરવાળું તે વ્યાખ્યાન પણ સ્પષ્ટ સંભળાતું નહોતું. જેમ ધરતીકંપ થતાં તાડનાં વન કંપવા લાગે છે, તેમ પિંજરાં ડોલી જવાથી અંદર રહેલાં પક્ષીઓ ફફડાટ કરતાં હતાં. જેમ વર્ષાઋતુમાં વાદળાં બે શિખરોના ઊંચા મધ્યમાં ગર્જના કરતાં ભરાવા લાગે તેમ ભેરી આદિના શબ્દથી ત્રાસ પામેલાં બાળકો રુદન કરી માતાની છાતી સરસાં લાગી જતાં હતાં; અને જેમ જરાક ક્ષોભ પામેલા પ્રવાહોવાળી નદીઓ-માંથી જળબિંદુઓ ઊડવા લાગે તેમ રાજાઓના મુકુટોમાંથી પરાગોને લીધે ધોળા લાગતા ભમરા-ઓ ઊડવા લાગ્યા. આ રીતે દિવસને વૃદ્ધપણું પ્રાપ્ત થતાં શંખ આદિનો શબ્દ ધીરે ધીરે શાંત થતાં અને દશરથ રાજાની સઘળી સભા ઊઠવાને માટે ચંચળ થતાં વસિષ્ઠ મુનિએ મધુર વિચાર-વાળા વિષયનો ઉપસંહાર કરતાં સભામાં બેઠેલા રામચંદ્રજી આદિ સભાસદોને નીચે પ્રમાણે કહ્યું.

વસિષ્ઠ બોલ્યા : હે રામચંદ્રજી! આ વ્યાખ્યાનના સમૂહરૂપ જે નિર્દોષ જળ મેં પસારેલ છે, તેનાથી તમે તમારા ચિત્તરૂપી પક્ષીને બાંધી હૃદયમાં રોકીને આત્મારૂપ બનાવી દો. જેમ હંસ પાણીને ત્યજી દઈને દૂધને ગ્રહણ કરે છે, તેમ તમે અવળી સમજણને ત્યજી દઈને મારી વાણીના અક્ષય અર્થનું ગ્રહણ કર્યું ને? હે રામ-ચંદ્રજી, તમારે પોતાની બુદ્ધિથી વારંવાર સંપૂર્ણ રીતે આ વિષયનો વિચાર કરીને હવે આ રસ્તે ચાલવું. હે રામચંદ્રજી! મારા કહેલા વિચારોને અનુસરીને જ વ્યવહાર કર્યા કરશો તો સંસારમાં બંધાશો નહિ; નહિ તો જેમ હાથી વિંધ્યાચળના ખાડામાં પડે છે, તેમ તમે મોહરૂપી ખાડામાં તરત પડશો. મારા વચનને વિવેકબુદ્ધિથી નહિ વિચારો, તો જેમ આંધળો અથવા દીવાવગરનો માણસ રાતે ખાડામાં પડે છે, તેમ તમે મોહરૂપી ખાડામાં પડશો. મારા કહેલા વિષયની સિદ્ધિ માટે, આવી પડેલો 'વ્યવહાર અસંગપણાથી કરવો' એટલા જ શાસ્ત્રીય સિદ્ધાંતને હૃદયમાં રાખીને અખંડ આત્માના બોધવાળા થાઓ. હે મહારાજ દશરથ! હે રામચંદ્રજી! હે સભાસદો! હે લક્ષ્મણ! હે રાજાઓ! આજ તમો દિવસ સંબંધી નિત્ય કરવાનાં સર્વ કામકાજ કરો; કેમ કે આજનો દિવસ પૂરો થવા આવ્યો છે. હવે પછી જે

વિચારવાનું છે, તે તે પ્રાતઃકાળે મળીને વિચારીશું.

વાલ્મીકિ બોલ્યા : એ પ્રમાણે વસિષ્ઠ મુનિએ આજ્ઞા કરતાં કમળ સમાન મુખવાળી એ સઘળી સભા, જેમ કમળોરૂપી વદનોવાળી કમલિની ઊઠે તેમ ઊઠી, રાજાઓએ વસિષ્ઠ મુનિને પ્રણામ કર્યા અને તેમની પ્રશંસા કર્યા પછી દશરથ રાજાને પ્રણામ કરીને તથા તેમની પ્રશંસા કરીને પોતપોતાના ઉતારાઓ પર ગયા. વિશ્વામિત્ર સહિત શ્રીમાન વસિષ્ઠ મુનિ દેવતાઓને પ્રણામ કરીને પોતાના આશ્રમમાં જવાને માટે આસન ઉપરથી ઊઠયા. દશરથ આદિ રાજાઓ પણ ઊઠયા અને મુનિઓ પણ ઊઠયા. સર્વોત્તમ ભાષણ કરનારા વસિષ્ઠ મુનિને કેટલેક દૂર સુધી વળાવવા ગયા અને પછી તેમની આજ્ઞા લઈને પછી કમળમાંથી ઊડેલા ભ્રમરોની જેમ કેટલાએક સભાસદો આકાશમાં ગયા, કેટલાએક સભાસદો વનમાં ગયા અને કેટલાએક સભાસદો દરબારમાં ગયા. દશરથ રાજા વસિષ્ઠ મુનિનાં ચરણકમળોમાં નિર્મળ પુષ્પાંજલિ અર્પણ કરીને તે પછી પોતાની રાણીઓ સહિત મહેલમાં પધાર્યા. રામ, લક્ષ્મણ અને શત્રુઘ્ને વસિષ્ઠ મુનિને તેમના આશ્રમ સુધી પહોંચાડી ભક્તિથી તેમનાં ચરણોનું પૂજન કર્યું અને પછી દરબારમાં પાછા આવ્યા. સઘળા શ્રોતાઓએ પોતપોતાનાં સ્થાનો પર આવીને સ્નાન કર્યાં, દેવતાઓનાં તથા પિતૃઓનાં પૂજન કર્યાં અને બ્રાહ્મણોનો પણ યોગ્ય સત્કાર કર્યો. સઘળા શ્રોતાએએ અનુક્રમે બ્રાહ્મણોથી માંડીને નોકરો પર્યંત પોતપોતાના પરિવારોની સાથે શાસ્ત્રોમાં કહેલા વર્ણોના ધર્મની પદ્ધતિને અનુસરીને ભોજનો કર્યાં. દિવસમાં કરવાનાં કામોની સાથે સૂર્ય અસ્ત પામ્યો અને ચંદ્ર રાત્રિએ કરવાનાં કામો સાથે ઉદય પામ્યો એટલે પૃથ્વી પર રહેનારા મુનિઓ, રાજાઓ, રાજકુમારો અને મહર્ષિઓ યોગ્ય રીતે સાધારણ શયનોમાં, રેશમી વસ્ત્રોથી જડેલા પલંગોમાં અને આસનો પર બેસીને બુદ્ધિને એકાગ્ર કરીને શ્રીવસિષ્ઠ મુનિએ કહેલા, સંસારમાંથી ઉદ્ધાર પામવાના પ્રકારનું પ્રેમપૂર્વક મનન કરવા લાગ્યા. જેમ રાત્રિ દરમિયાન કમળો પોતાની પાંખડીઓ બીડીને સૂઈ જાય છે, તેમ રાત્રિ પસાર કરવા ઈચ્છતા એ સઘળા શ્રોતાઓ એક પહોર પછી મોઢું બંધ કરીને સૂઈ ગયા. સૂઈ ગયા પછી એ લોકોને એવાં એવાં ઉત્તમ સ્વપ્નો પ્રાપ્ત થયાં કે જેનાથી ભવિષ્યમાં મોક્ષરૂપ ફળ પ્રાપ્ત થવાની સૂચના મળે. રામ, લક્ષ્મણ અને શત્રુઘ્ને તો વસિષ્ઠ મુનિના ઉપદેશનું ત્રણ પહોર સુધી અખંડ મનન કર્યું અને નેત્રો મિચાતાં અર્ધા પહોર સુધી ઉત્તમ સ્વપ્નોવાળી નિદ્રા લીધી કે જેનાથી ક્ષણમાત્રમાં પરિશ્રમ દૂર થઈ ગયો. આત્મતત્ત્વના બોધથી વિકસિત થયેલા પવિત્ર મનવાળા એ વિવેકી લોકોની એ રીતે રાત્રિ વ્યતીત થઈ; તેમ જ રાત્રિનું ચંદ્રરૂપી મુખ પણ મલિન થયું. ૧—૪૬

**इति शुभमनसां विवेकभाजामधिगतसारतयोदिताशयानाम् । अभजत विरतिं तदा त्रियामा मलिननिशाकरवक्त्रतां जगाम ॥४६॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણ પ્રકરણના પૂર્વાર્ધનો 'દૈનિક વ્યવહારવર્ણન' નામનો સર્ગ ૧ લો સમાપ્ત

# સર્ગ ૨ જો*

## વસિષ્ઠનું સભામાં આગમન અને પૂર્વકથિત વિષયોનું સ્મરણ

**श्रीवाल्मीकिरुवाच**

**ततः क्लिन्नेंदुवदना पर्याकुलतमःपदा ।**
**क्षीयमाणा बभौ श्यामा विवेक इव वासना ॥१॥**

વાલ્મીકિ બોલ્યા : પછી નિસ્તેજતા પામેલા ચંદ્રરૂપી મોઢાવાળી અને જેનું અંધકારરૂપી શરીર વીંખાવા લાગ્યું હતું એવી રાત્રિ, જેમ વિવેકનો ઉદય થતાં ક્ષીણ થવા લાગેલી વાસના જણાય, તેમ સૂર્યનો ઉદય થતાં જણાવા લાગી.

* આ બીજા સર્ગમાં પ્રાતઃકાળમાં રામ આદિ રાજકુમારો વસિષ્ઠ મુનિને સભામાં પધરાવી (લઈ) ગયાનું અને કહેલા વિષયોના સ્મરણથી તત્ત્વમાં વિશ્રાંતિ થવાનું વર્ણન કરવામાં આવશે.

પ્રકાશતાં કિરણોવાળા સૂર્યે ઉદયાચળમાં જાણે ઊંચા હસ્તનો સમૂહ પ્રકટ થયો હોય એવો પ્રકાશનો દેખાવ કર્યો અને અસ્તાચળમાં જાણે તે પર્વતની ઊંચી ટોચ ઉપર ખોટા રંગનું કાંઈ ઘરેણું પહેરાવ્યું હોય એવો પ્રકાશનો દેખાવ કર્યો. ઝાકળનાં ટીપાંને દૂર કરનારો, ચંદ્રના મંડળને નિસ્તેજ કરી દેનારો અને જાણે સૂર્યરૂપી ચક્ષુથી ચાંદનીને ગળી ગયો હોય એવો પ્રભાતનો પવન વાવા લાગ્યો. રામ, લક્ષ્મણ અને શત્રુઘ્ને ઊઠીને સ્નાન કર્યું અને પછી સંધ્યાવંદન કરીને અનુચરોની સાથે વસિષ્ઠ મુનિના પવિત્ર આશ્રમે ગયા. ત્યાં વસિષ્ઠ મુનિ સંધ્યાવંદન કરીને ઘરથી બહાર નીકળવાની તૈયારીમાં જ હતા. તેમના ચરણોમાં અર્ઘ્યપ્રદાન કરીને તેઓએ વંદન કર્યું. વસિષ્ઠ મુનિનો આશ્રમ ક્ષણમાત્રમાં મુનિઓથી, બ્રાહ્મણોથી, રાજાઓથી, હાથીઓથી, ઘોડાઓથી, રસોથી અને પાલખીઓથી ભરપૂર થઈ ગયો. પછી એ મહામુનિ વસિષ્ઠ પોતાની પાછળ વાહનો પર બેસીને ચાલ્યા આવતા રામ આદિ રાજકુમારોની સાથે અને તે સેનાની સાથે વખતસર દશરથ રાજાના દરબારમાં પધાર્યા, સંધ્યા આદિ નિત્ય કર્મોથી પરવારીને પ્રથમથી આવકાર આપવાને સજ્જ થઈ રહેલા દશરથ રાજાએ કેટલેક દૂર સુધી સામે જઈને ત્યાં એ વસિષ્ઠ મુનિની પ્રેમપૂર્વક પૂજા કરી. ફરી પણ મોતીઓના, પુષ્પોના તથા મણિઓના સમૂહથી અત્યંત શણગારી રાખેલી સભામાં પ્રવેશ કરીને, તે સઘળા લોકો પોતપોતાનાં આસનો પર બેઠા. આ સમયે પૃથ્વીવાસી અને આકાશવાસી તેમનાં સઘળા શ્રોતાઓ પણ સભામાં આવી પહોંચ્યા. એ સૌમ્ય સભા એકબીજાને પ્રણામ આદિ કરીને દશરથ રાજાની પેઠે જ એકાગ્રતાથી શરીર વગેરેની ચેષ્ટાઓને રોકી દીધેલી હોવાથી પવન વિનાના સમયમાં સ્થિર થયેલી કમલિની જેમ શોભવા લાગી. સભાના પ્રદેશોમાં પેઠેલા બ્રાહ્મણો, ઋષિઓ, મુનિઓ તથા રાજાઓ તરત પોતપોતાનાં નક્કી કરેલાં આસનો પર અનુક્રમ પ્રમાણે સારી રીતે બેસી જતાં, પરસ્પરને કુશલ પ્રશ્નો પૂછવાનો કોમળ શબ્દ ધીરે ધીરે શાંત થઈ જતાં, સભાના ખૂણાઓમાં બેઠેલા બંદીજનો વાજાંઓ વગેરેના ઘોંઘાટને રોકી દઈને બેસી જતાં, સૂર્યનાં ઉદય પામેલાં કિરણો ગોખોની જાળીઓમાંથી કથા સાંભળવા આવ્યાં હોય તેમ જલદી પ્રવેશ કરીને શ્રોતાઓના હાથ અને અંગો પર રહેલાં મોતીઓને તેઓ અડકતાં હતાં, ત્યારે મોતીઓ પ્રકાશ પામતાં હતાં અને વળી કિરણો ખસી જવાથી શાંત થતાં હતાં. જેમ કાર્તિકેય સ્વામી શંકરના મુખ ઉપર દૃષ્ટિ કરે, કચ બૃહસ્પતિના મુખ પર દૃષ્ટિ કરે, પ્રહ્લાદ શુક્રાચાર્યના મુખ ઉપર દૃષ્ટિ કરે અને ગરુડ વિષ્ણુના મુખ ઉપર દૃષ્ટિ કરે તથા સૂર્યોદય આકાશમાં ભમતી ભ્રમરીને ખીલતાં કમળમાં લગાવે, તેમ રામચંદ્રજીએ વસિષ્ઠના મુખ ઉપર ધીરે ધીરે દૃષ્ટિ કરી. રામચંદ્રજીએ વસિષ્ઠમુનિના મુખ ઉપર પોતાની દૃષ્ટિ સ્થિર કરતાં, મહાવક્તા વસિષ્ઠ મુનિએ ગયે દિવસે ચલાવેલા ક્રમને અનુસરીને જ વચનોના અર્થો સમજવામાં કુશળ એવા રામચંદ્રજીને નીચે પ્રમાણે કહ્યું.

વસિષ્ઠ બોલ્યા : હે રઘુનંદન! મેં તમને ગઈ કાલે જે અત્યંત ગંભીર અર્થવાળું અને પરમાર્થનો બોધ આપનારું પ્રકરણ કહ્યું હતું, તે તમારા સ્મરણમાં છે ને ? હે શત્રુઓને હણનારા રામ! હવે સ્પષ્ટ બોધને માટે હું તમને બીજું પ્રકરણ કહું છું તે સાંભળો કે જેથી અખંડ પદ પ્રાપ્ત થશે. વૈરાગ્યના અભ્યાસથી અને તત્ત્વના બોધથી જ સંસાર તરી શકાય છે; માટે વૈરાગ્ય અને તત્ત્વબોધને પ્રાપ્ત કરવાનો અભ્યાસ કરો. યથાર્થ તત્ત્વ સમજાયાથી અજ્ઞાન નાશ પામે છે અને વાસનાઓ દૂર થાય ત્યારે જ શોક વિનાના પરમ પદની પ્રાપ્તિ થાય છે. દેશ, કાળ વગેરેની મર્યાદા જેને નથી અને જેનો આદિ કે અંત છે જ નહિ, એવું બ્રહ્મ જ કલ્પિત દ્વૈતને પ્રાપ્ત થઈને જગતરૂપે થયેલું છે. દેશકાળ વગેરે સઘળા

પદાર્થોના માપ વગરનું, શાંત અને સર્વમાં ઓતપ્રોત હોવાથી સત્તાસ્વરૂપે રહેલું કેવળ બ્રહ્મ જ છે; તો પછી તેમાં દ્વૈતપણું (જગતપણું) થવું સંભવતું જ નથી; એવો નિશ્ચય કરીને તથા 'હું છું' એ અભિમાનને અંદરથી ત્યજી દઈને તમે મુક્ત સ્વરૂપવાળા, વ્યાપક, એકરૂપ, શાંત અને સાક્ષાત્ આત્માનંદરૂપ થાઓ. હે રામચંદ્રજી! ચિત્ત પણ નથી, અવિદ્યા પણ નથી, મન પણ નથી અને જીવ પણ નથી. એ સઘળી ચિત્ત આદિરૂપ કલ્પનાઓ બ્રહ્મથી જ થયેલી છે. જે જે ભોગ્ય પદાર્થો છે, જે જે ભોગવૃત્તિઓ છે, જે જે સ્મૃતિઓ છે અને જે જે ભોગોની સ્પૃહાઓ છે, તે સઘળું આદિ તથા અંત વિનાનું અને સમુદ્ર જેવું ભરપૂર બ્રહ્મ જ પ્રકાશે છે. પાતાળમાં, ભૂતળમાં, સ્વર્ગમાં, ખડમાં, પ્રાણીઓમાં ને આકાશમાં સઘળા દૃશ્ય પદાર્થોરૂપે ચૈતન્યરૂપ પરબ્રહ્મ જ પ્રકાશે છે. પરબ્રહ્મથી ન્યારું કાંઈ પણ નથી. ઉપેક્ષા કરવા યોગ્ય પદાર્થોરૂપે, ત્યાજ્ય પદાર્થોરૂપે, ગ્રાહ્ય પદાર્થોરૂપે, બાંધુઓરૂપે, વૈભવોરૂપે અને શરીરરૂપે બ્રહ્મ જ સ્ફુરે છે કે જે બ્રહ્મ આદિથી તથા અંતથી રહિત છે અને સમુદ્રની જેમ ભરપૂર છે. જ્યાં સુધી અજ્ઞાનની કલ્પના છે, જ્યાં સુધી દ્વૈતની ભાવના છે અને જ્યાં સુધી જગતરૂપી જાળમાં પ્રીતિ છે ત્યાં સુધી જ ચિત્તની, અવિદ્યાની, મનની તથા જીવની કલ્પના છે. જ્યાં સુધી દેહમાં દૃઢ અહંતા છે અને જ્યાં સુધી દૃશ્ય પદાર્થોમાં દૃઢ મમતા છે, ત્યાં સુધી જ ચિત્ત વગેરે નામ અને રૂપની ભ્રમણાઓ છે. જ્યાં સુધી સજ્જનોના સમાગમના પ્રભાવથી મૂર્ખતા ક્ષીણ થઈ ન હોય અને પૂર્ણતા ઉદય પામી ન હોય, ત્યાં સુધી જ ચિત્ત આદિને લીધે નીચપણું રહે છે. જ્યાં સુધી અંદર યથાર્થ વિચારની શક્તિથી આ જગતની ભાવના શિથિલ ન થઈ હોય, ત્યાં સુધી જ ચિત્ત વગેરે પદાર્થો જોવામાં આવે છે. જ્યાં સુધી અજ્ઞપણારૂપ આંધળાપણું હોય, જ્યાં સુધી વિષયોની આશાને લીધે પરવશપણું હોય અને જ્યાં સુધી મૂર્ખતાને લીધે મોહનો ધારો હોય, ત્યાં સુધી જ ચિત્ત આદિની કલ્પના છે. જ્યાં સુધી હૃદયરૂપી વનમાં આશારૂપી ઝેરની ગંધ સ્ફુર્યા કરતી હોય, ત્યાં સુધી આત્મવિચારરૂપી ચકોર એ વનની અંદર સારી પેઠે પેસતો જ નથી. જેના મનને ભોગોની ઉપર રુચિ ટળી ગઈ હોય, આશાના પાશોરૂપી જાળો છેદાઈ ગઈ હોય અને શીતળ તથા નિર્મળ બ્રહ્માનંદ પ્રાપ્ત થયો હોય, તે પુરુષનો ચિત્તરૂપી વિભ્રમ નાશ પામી જાય છે. જે ચિત્તમાંથી તૃષ્ણા અને મોહ દૂર થયાં છે અને ચિત્તમાં શીતળતા અને શાંતિનો અનુભવ પુરુષે કર્યો છે, તે જ પુરુષ ચિત્તરૂપી ભૂમિકામાંથી જ્ઞાનરૂપી ફળ મેળવે છે. પોતાના દેહને નકામા જેવો, દૂર રહેલા જેવો અને સ્થિર રહે નહિ એવો હોવાથી ગંધર્વનગરના જેવો મિથ્યા સમજનારા પુરુષને ચિત્ત રહેવાનો સંભવ ક્યાંથી જ હોય? સંસારથી જુદા અપાર ચૈતન્યરૂપ આત્માની ભાવના કરનારા અને જેના ચિત્તમાં જ સઘળું જગત લીન થઈ ગયેલું હોય છે, એવા પુરુષને ચિત્ત તથા જીવ વગેરે હોવાથી ભ્રાંતિ થતી જ નથી. જ્ઞાનનું વિરોધી અજ્ઞાન કે જે ખોટા તરંગોને પેદા કરે છે, તે દૂર થતાં અને સત્ય આત્માના જ દર્શનરૂપ પ્રબળ સૂર્ય ઉદય પામતાં બળી ગયેલાં સૂકાં પાંદડાંની જેમ રહેલું ચિત્ત અગ્નિમાં પડેલા ઘીના લેશની જેમ આત્મામાં એવું તો પીગળી જાય છે કે, જે પાછું કદી જોવામાં આવતું જ નથી. આત્માના અને અનાત્માના વિવેકવાળા મહાત્મા જીવન્મુક્ત પુરુષોનું આભાસરૂપે રહેલું જે ચિત્ત હોય છે, તે 'સત્ત્વ' કહેવાય છે. જીવન્મુક્ત લોકોનાં શરીરોમાં વ્યવહાર કરાવનારી જે વાસના હોય છે, તે 'ચિત્ત' એ નામથી કહેવાતી નથી, પણ 'સત્ત્વ' એ નામથી કહેવાય છે. ચિત્તથી રહિત થયેલા અને સર્વદા અખંડ પદમાં રહેલા તત્ત્વવેત્તા પુરુષો સત્ત્વની સ્થિતિને લીધે સંગનો ત્યાગ કરીને લોકવ્યવહાર ચલાવે છે. સત્ત્વની સ્થિતિવાળા જિતેન્દ્રિય શાંત પુરુષો વ્યવ-

હાર કરવા છતાં પણ સર્વદા અખંડિત જ્યોતિને જુએ છે ને અખંડ જ્યોતિનાં દર્શન થવાથી તેમને બેપણું, એકપણું કે તેથી થતી વાસના પ્રકટ થતી નથી. પોતે સર્વદા બ્રહ્મની સમાધિમાં લીન રહેવાથી સઘળા બ્રહ્માંડરૂપી ખડને ચૈતન્યરૂપ અગ્નિમાં હોમ્યા કરતા જીવન્મુક્ત પુરુષને અંદરથી ચિત્ત વગેરે સઘળા વિભ્રમો નિવૃત્ત થઈ જાય છે. 'સત્ત્વ' એ નામથી કહેવાતું અને વિવેકથી સ્વચ્છ થયેલું ચિત્ત, જેમ બળી ગયેલું બીજ અંકુરને ફરી ઉત્પન્ન કરતું નથી, તેમ મોહને ફરી ઉત્પન્ન કરતું નથી. મૂઢ લોકોની જે ચિત્ત નામની વાસના હોય છે, તે ફરી વાર જન્મ પામે છે, પણ તત્ત્વવેત્તા પુરુષોની ચિત્ત નામની વાસના બોધથી સત્ત્વરૂપ થયેલી હોવાને લીધે, જન્મને મટાડવારૂપ વિપરીત કાર્યને કરે છે. હે રામચંદ્રજી! જે પામવાની વસ્તુ છે, તેને તમે પામી ચૂકયા છો. જ્ઞાનરૂપ અગ્નિથી બળીને સત્ત્વપણાને પામેલું તમારું ચિત્ત ફરીવાર જન્મરૂપી અંકુરોને ઉત્પન્ન કરવાનું નથી. જેમ ખડ વગેરે પદાર્થો કુહાડાથી કપાયા છતાં અને અગ્નિથી બળી ગયા છતાં પણ પોતાની અંદર બીજશકિત રહેવાને લીધે અંકુરોને ઉત્પન્ન કરે છે, તેમ પ્રબોધથી સ્વચ્છ થયેલું ચિત્ત અંકુરોને ઉત્પન્ન કરી શકતું નથી; કેમ કે તેની તૃષ્ણારૂપી બીજશકિત જ્ઞાનરૂપી અગ્નિથી બળી ગઈ હોય છે. જગત બ્રહ્મનું જ સ્ફુરણ છે; કેમ કે જગતની સત્તા બ્રહ્મની સત્તાથી જુદી નથી. જેમ પરમાત્માને અને બ્રહ્મને ભેદ નથી, તેમ બ્રહ્મને અને જગતને ભેદ નથી. જેમ મરીમાં તીખાશ રહેલી છે, તેમ ચૈતન્યમાં બ્રહ્માંડ રહ્યું છે; માટે ચૈતન્ય અને બ્રહ્માંડ ભિન્ન નહિ હોવાને લીધે, બ્રહ્માંડનાં ઉત્પત્તિ અને લય મિથ્યા જ છે. 'ઉત્પત્તિ' તથા 'લય' એ શબ્દો અને શબ્દોના અર્થો કેવળ વાસનામાત્ર જ છે, પ્રમાણભૂત નથી, કેમ કે બંને બ્રહ્મરૂપ હોવાથી જ સ્ફુરે છે. આ પ્રમાણે છે, એટલા માટે તમે જગતની ઉત્પત્તિ થવાની બુદ્ધિને તથા લય થવાની બુદ્ધિને પણ ત્યજી દો. આ 'રામ' એ નામથી વ્યવહાર કરાતું જે શરીર છે, તે તમે પોતે નથી, તો શા માટે રડો છો? સઘળું જગત મિથ્યા જ છે અને મુક્ત છે જ નહિ; તો પછી તમને દેહાદિકની કલ્પના જ કેમ થવી જોઈએ? જો 'આ સઘળું જગત સર્વદા ચૈતન્યરૂપ છે' એમ માનતા હો, તો ચૈતન્યના સ્વભાવનો જ વિચાર કરો. ચૈતન્ય શુદ્ધ છે, તેમ જ આદિથી તથા અંતથી રહિત છે, તો પછી તેમાં દેહાદિક અનર્થોની કલ્પના સંભવે જ કેવી રીતે? તમે ચિદાત્મા છો, અંશોથી રહિત છો અને આદિ તથા અંતથી પણ રહિત છો. પોતાના વ્યાપક સ્વરૂપનું સ્મરણ કરો. એ સ્વરૂપના વિસ્મરણથી દેહાદિકરૂપે મર્યાદિત ન થાઓ. તમે ચૈતન્યરૂપ સ્થિતિને પામી અને નિરતિશય આનંદરૂપ ઉદયવાળા થઈને આ મર્યાદિત જગતને પૂર્ણ સ્વભાવવાળું કરી દો. તમે પૂર્ણ સ્વભાવવાળા છો, શાંત છો, ચૈતન્ય છો અને બ્રહ્મરૂપ છો. તમે ચૈતન્યરૂપી શિલાના એકરસ ગર્ભરૂપ જ છો. તમે અનેક રૂપોથી રહેનારા નથી, પણ સર્વ બાધના અવધિરૂપ છો. તમારા આવા સ્વરૂપમાં વાણીની કે મનની પ્રવૃત્તિ થઈ શકતી નથી; માટે કહેવું પડે છે કે, તમે જે છો તે છો, પણ પરોક્ષ જેવા નથી; કેમ કે સ્વયંપ્રકાશ છો. જગતની ઉત્પત્તિરૂપ પણ તમે જ છો અને લયરૂપ પણ તમે જ છો. સઘળા પદાર્થોની અંદર જે પરસ્પર જુદા જુદા દેખાતા વ્યવહારો છે, તે મિથ્યા હોવાને લીધે તે તમે નથી અને તે તમને પણ નથી. તમે સ્વરૂપમાં રહેલા છો, સર્વરૂપ છો અને સર્વથી ન્યારા પણ છો. હે ચૈતન્યઘનસ્વરૂપ! હું તમને પ્રણામ કરું છું. આદિ તથા અંતથી રહિત, વિશાળ અને સ્ફટિકની શિલાના ગર્ભની પેઠે ઘાટું જે ચૈતન્યઘનસ્વરૂપ છે, તે જ તમે છો. તમે આકાશની પેઠે નિર્લેપ છો, પણ સુખદુઃખ આદિ વિકારોવાળા નથી; માટે સ્વસ્થ થાઓ. જેમ સ્ફટિકની શિલાના ગર્ભમાં પાંદડાંનો જથ્થો પ્રતિબિંબરૂપે દેખાયા કરે તેમ તમારા વ્યાપક

ઉદરમાં કલ્પિત વાસનાઓની રેખાઓથી, સઘળાં બ્રહ્માંડો દેખાયા કરે છે. હે રામ! તમે જે એવા પૂર્ણ સ્વભાવવાળા છો, તેમને હું પ્રણામ કરું છું. ૧—૬૦

**आद्यंतवर्जितविशालशिलांतरालसंपीडचिद्घनवपुर्गगनामलस्त्वम् । स्वस्थो भवाजठरपल्लवकोशलेखा लीलास्थिताखिलजगज्जयते नमस्ते ॥**

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના પૂર્વાર્ધનો 'વિશ્રાંતિસુદૃઢીકરણ' નામનો સર્ગ ૨ જો સમાપ્ત

# સર્ગ ૩ જો*

## પૂર્ણ સ્થિતિની પ્રાપ્તિના ઉપાયનું વર્ણન

વસિષ્ઠ ઉવાચ

**भाविभूरितरंगाणां पयोवृंदमिवांबुधौ ।**
**या चिद्वहत्यनंतानि जगत्यनघ सो भवान् ॥१॥**

વસિષ્ઠ બોલ્યા: હે રામચંદ્રજી! જેમ સમુદ્રમાં ઉત્પન્ન થતી ઘણા ઘણા તરંગોના ભેદોની કલ્પનાઓનું અધિષ્ઠાન જળ છે, તેમ જે ચૈતન્ય અનંત બ્રહ્માંડોની કલ્પનાઓનું અધિષ્ઠાન છે, તે ચૈતન્ય તમે જ છો, એવી ભાવના કરો. હે ચૈતન્યસ્વરૂપ! તમે જન્મથી તથા મરણથી રહિત છો અને સંસારના સંબંધથી પણ રહિત છો; માટે તમારામાં વાસના વગેરે ક્યાં રહેલાં છે, તે કહો. ચૈતન્ય જ પોતાથી જીવરૂપે અને વાસના આદિરૂપે સ્ફુરે છે; તો તેમાં 'જડ' એ શબ્દનો અને તેના અર્થનો પ્રસંગ જ શો છે તે કહો. તમે મોટાં મોટાં સ્ફુરણોરૂપી તરંગોવાળા, ગંભીર અને સ્વયંપ્રકાશ આત્મચૈતન્યરૂપ મહાસાગર છો તથા આકાશની પેઠે નિશ્ચળ, સમ તથા સૌમ્ય છો. સમુદ્ર સમાન તમારા સ્વરૂપમાં 'રામ' એ નામરૂપી મોજું ઊઠેલું છે. જેમ ઉષ્ણતા અગ્નિથી ભિન્ન નથી, સુગંધપણું કમળથી ભિન્ન નથી, કાળાપણું કાજળથી ભિન્ન નથી, ધોળાપણું હિમથી ભિન્ન નથી, મધુરપણું શેલડીથી ભિન્ન નથી અને પ્રકાશ તેજથી ભિન્ન નથી, તેમ અનુભવ (વૃત્તિમાં પ્રતિબિંબિત ચૈતન્ય) પરબ્રહ્મથી ભિન્ન નથી. જેમ તરંગ જળથી અભિન્ન છે, તેમ જગત ચૈતન્યથી અભિન્ન છે, ચૈતન્યથી અનુભવ ભિન્ન નથી, અનુભવથી અહંકાર ભિન્ન નથી, અહંકારથી જીવ ભિન્ન નથી, જીવથી મન ભિન્ન નથી, મનથી ઈન્દ્રિય ભિન્ન નથી, ઈન્દ્રિયથી શરીર ભિન્ન નથી, શરીરથી જગત ભિન્ન નથી અને જગતથી ભિન્ન તો કાંઈ છે જ નહિ; માટે સઘળું જગત ચૈતન્ય જ છે. આ પ્રમાણે અનાદિકાળથી આ જગતરૂપી મોટું ચક્ર પ્રવર્તેલું છે, પણ વાસ્તવિક રીતે જોતાં કાંઈ પ્રવર્તેલું જ નથી; અને પ્રવર્તેલું જ ન હોવાને લીધે, તેમાં લાંબો કાળ કે ટૂંકો કાળ જેવી મર્યાદા પણ નથી. આ પ્રમાણે આ સઘળું સ્વયંપ્રકાશ છે, અનંત છે, અખંડિત છે અને આકાશમાં આકાશ જેવું જ છે, કોઈમાં કાંઈ રહ્યું છે એમ છે જ નહિ. જે આ જગત છે, તે શૂન્ય જ શૂન્યમાં ઊપસેલું છે, બ્રહ્મમાં બ્રહ્મ જ અભિવૃદ્ધિ પામેલું છે, સત્યમાં સત્ય જ ઉદય પામેલું છે અને પૂર્ણમાં પૂર્ણ જ રહેલું છે. તત્ત્વવેત્તા પુરુષ વિષયોને, વિષયોના પ્રકાશોને અને તેઓના સંકલ્પોને કરતાં છતાં પણ કાંઈ જ કરતો નથી; કેમ કે તેની દૃષ્ટિમાં એ સર્વ પોતાના સ્વરૂપથી ભિન્ન જ હોતું નથી, તત્ત્વવેત્તા પુરુષને કર્તાપણું છે જ નહિ. 'આ ગ્રાહ્ય છે' એવી બુદ્ધિથી જે કાંઈ ગ્રહણ કરવામાં આવે છે, તે જ તેમને સુખ—દુઃખ આપનાર થાય છે. જો ગ્રાહ્યપણાની બુદ્ધિ ન હોય, તો કશું ગ્રહણ કરવામાં આવતું નથી અને સુખ કે દુઃખને આપનાર પણ થતું નથી. જેમ એક આકાશ, બે આકાશ અને ઘણાં આકાશો એ શબ્દો જુદા જુદા હોવા છતાં પણ એક જ છે અને અર્થવાળા હોવા છતાં પણ અત્યંત શૂન્યરૂપ

*આ ત્રીજા સર્ગમાં બ્રહ્મ, જીવ, મન, દેહ અને જગત, એમની એકતા સમજવાથી સઘળો દ્વૈતરૂપી ભ્રમ શાંત થતાં કેવળ પૂર્ણ સ્થિતિ રહે છે, એમ કહેવામાં આવશે.

જ છે, તેમ આત્મા અને જગત એ શબ્દો ભિન્ન છતાં પણ અભિન્ન જ છે અને અર્થવાળા હોવા છતાં પણ અનર્થક જ છે. તમે પોતાની અંદર આકાશની પેઠે નિર્લેપ રહો, બહાર સદાચારમાં તત્પર રહો અને હર્ષના તથા ક્રોધના વિકારોમાં કાષ્ઠ તથા ઢેફાંના જેવી સ્થિતિવાળા રહો. તરત મારી નાખવાને તૈયાર થયેલા મોટા શત્રુને પણ જે પુરુષ પોતાનો આત્મા જ ગણીને અત્યંત પ્યારો ગણે તે જ પુરુષ તત્ત્વવેત્તા છે. જેમ નદી પોતાના કિનારા પરનાં વૃક્ષને મૂળ સહિત ઉખેડી નાખે છે, તેમ જે પુરુષ પ્રેમને અને મત્સરને મૂળ સહિત ઉખેડી નાખે છે, તે પુરુષ હર્ષના તથા ક્રોધના વિકારોને દૂર કરે છે. જો રાગ, દ્વેષ અને તેઓના વિકારોના સ્વરૂપનો વિચાર કરવામાં આવે નહિ, તો મહાત્માઓ પણ અમહાત્મા જેવા જ લાગે છે અને તેથી તેઓની સેવા પણ વ્યર્થ જ જાય છે. જેને અહંકાર જ હોતો નથી અને જેની બુદ્ધિ વિષયોથી લેપાતી નથી, તે પુરુષ આ સઘળા લોકોને મારી નાખે તોપણ તે કોઈને મારતો નથી અને દોષોથી બંધાતો પણ નથી. જે વસ્તુ મુદ્દલ છે જ નહિ, તેને 'છે' એમ માનવી એ જ માયા કહેવામાં આવે છે. એ માયા આત્મજ્ઞાનથી જ નાશ પામે છે, તેમાં સંશય નથી. જેના ચિત્તની વાસનાઓનો સમૂહ તેલ વિનાના દીવાની જેમ શાંત થઈ ગયો હોય, તે નિર્વિકાર તત્ત્વવેત્તા પુરુષ ચિત્રમાં આલેખેલા રાજાની પેઠે સર્વદા અખંડ વિજયવાળો જ રહે છે. જે પુરુષને આ સઘળા પદાર્થો મિથ્યા સમજાયાને લીધે અથવા આત્મારૂપ સમજાયાને લીધે સારી કે નરસી કોઈ દિશાઓમાં દુઃખ કે સુખ આપનાર થતા નથી, તે પુરુષ જીવન્મુક્ત જ છે. ૧–૨૨

**यस्यानुपादेयमिदं समस्तं पदार्थजातं सदसद्दशासु । न दुःखदाहाय सुखाय नैव विमुक्त एवेह सजीव एव ॥ २२ ॥**

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના પૂર્વાર્ધનો 'બ્રહ્મૈક્યપ્રતિપાદન' નામનો સર્ગ ૩ જો સમાપ્ત

# સર્ગ ૪થો*

## આત્મદૃષ્ટિમાં સ્થિર થયેલા રામચંદ્રજીની સંભાવના

वसिष्ठ उवाच

**मनोबुद्धिरहंकार इन्द्रियादि तथानघ । अचेत्यचिन्मयं सर्वं क्व ते जीवादयः स्थिताः ॥१॥**

વસિષ્ઠ બોલ્યા: હે રામચંદ્રજી! મન, બુદ્ધિ, અહંકાર તથા ઇંદ્રિય વગેરે એ સઘળું દૃશ્ય પદાર્થ વિના કેવળ ચૈતન્યમય જ છે, તો હવે જીવ વગેરે પદાર્થો ક્યાં રહ્યા? જેમ ચંદ્ર એક જ હોવા છતાં નેત્રના રોગને લીધે, જુદાં જુદાં જળાશયોને લીધે અને દર્પણોને લીધે અનેક દેખાય છે; તેમ વ્યાપક આત્મા એક જ હોવા છતાં કલ્પિત ઉપાધિઓના યોગથી અનેક પ્રકારે પ્રતીત થાય છે. જેમ અંધકારનો નાશ થાય ત્યારે ચક્ષુની વિષયો ન દેખાવાની અશક્તિ દૂર થાય છે, તેમ જ્યારે ભોગોની તૃષ્ણારૂપ ઝેરનો આવેશ શાંત થાય છે ત્યારે જ અજ્ઞાન નષ્ટ થાય છે. જેમ શરદઋતુથી વરસાદનાં ઝાકળનો નાશ થાય છે, તેમ મનમાં સારી પેઠે વિચારેલાં વેદાંતશાસ્ત્રરૂપી મંત્રથી તૃષ્ણારૂપી ઝેરી વિષૂચિકા (કોગળિયું) નાશ પામે છે. હે રામચંદ્રજી! જેમ આકાશમાં વરસાદ ઓછો થાય ત્યારે ટાઢ પોતાની મેળે જ ઓછી થાય છે, તેમ અજ્ઞાન ક્ષીણ થાય ત્યારે ચિત્ત સઘળી વાસનાઓ રહિત પોતાની મેળે જ ક્ષીણ થાય છે, એમ સમજો. જેમ હારનો દોરો તૂટી જતાં મોતીઓની હરોળ વીંખાઈ જાય છે, તેમ ચિત્ત છેદાઈ જતાં વાસનાઓરૂપી ભ્રમ વીંખાઈ જાય છે. હે રઘુનાથ! જે લોકો વેદાંતશાસ્ત્રના રહસ્યનું ખંડન કરવાને માટે વેદાંતશાસ્ત્રના અર્થનો વિચાર કરે છે, તેઓ કીટપતંગનો અવતાર લેવાને માટે નીચ બુદ્ધિનો પરિચય કરે છે. હે કમળ સરખાં સુંદર નેત્રોવાળા રામ! જેમ પવન શાંત થતાં તળાવના તરંગો

*આ ચોથા સર્ગમાં વસિષ્ઠે અનાત્મ–દૃષ્ટિઓનો ત્યાગ કરાવીને રામને આત્મ–દૃષ્ટિમાં સ્થિર થવાની સંભાવના કરી એ કથા કહેવામાં આવશે.

